# છૂપો હુમલો







સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.
ઠે. બાલા હનુમાન, રીચીરોડ—અમદાવાદ.
TITLE PRINTED AT THE EDWARD PRESS. AHMEDABAD.

રસદાયક નવલકથા

# છૂપો હુમલો.



પ્રકાશક:
સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.
ઠે. રીચીરોડ, બાલાહનુમાન, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી :: પ્રત ૪૦૦૦
સંવત ૧૯૮૪ . સને ૧૯૨૬

કીંમત ૦-૮-૦



# છૂપો હુમલો.

## પ્રકરણ ૧ લું.

### " કૃષ્ણલાલનાં કારસ્થાન "

આશ્વિન માસનો છેલ્લો દિવાળીનો દિવસ હતો. પ્રભાતે વીર વિક્રમનું નુતન વર્ષ બેસવાનું હતું. નવિન વર્ષના સુવર્ણ પ્રભાતમાં સૂર્યના ઉદય પહેલાં જાગૃત થવાની ઇચ્છાથી ઘણોખરો જન સમાજ આખો દિવસ આનંદમાં ગુજારી નિદ્રાને આધિન થયો હતો. અર્ધ રાત્રિ વ્યતિત થઇ ગઇ હતી. કોઇ સ્થળે કોઇ જાગે છે, તો કોઇ ઠેકાણે કોઇ ઉંઘે છે. ઘરને આંગણે ગોખલામાં ગોઠવેલા દીવા હજી

કોઇ કોઇ સ્થળે પ્રકાશતા હતા. સારા જનોને શુભ શુકન કરાવવાને ભોળાં દિલનાં બાળકો સબરસ લઇ નીકળવાની તૈયારીઓ કરતાં હતાં. આવા સમયે નવાનગરના ઠાકોર જસવંતસિંહના નાનકડા મહેલમાં કંઇક ઓરજ પ્રસંગ જણાઇ આવતો હતો.

મહેલના એક વિશાળ ઓરડામાં એક સતેજ દીપક પ્રકાશી રહ્યો હતો. તે ઓરડામાં મચ્છરદાનીથી અર્ધ ઢંકાયેલા એક મોટા પલંગ ઉપર તે નગરના વૃદ્ધ ઠાકોર સૂતા હતા. પલંગની નીચે જમીન પર તેમના પુત્ર કૃષ્ણલાલની પત્ની "સુકન્યા" નીચું જોઇ બેઠેલી હતી. તેનાથી દૂર " "સત્યવ્રત" નામક સરદાર બેઠો હતો. તેની આંખોમાં આ સમયે અશ્રુ જણાતાં હતાં. તે વારંવાર પલંગમાં સૂતેલા ઠાકોર સામે નજર કર્યા કરતો હતો.

ઘણીવાર સૂધી ત્યાં શાન્તિ છવાઇ રહી. આખરે શાન્તિનો ભંગ કરી સરદાર સત્યવ્રત સુકન્યાને ધીમેથી કહેવા લાગ્યો–"બ્હેન! બાપુને બોલાવે ઘણો વખત થઇ ગયો છે. તે ઉંઘે છે કે જાગે છે તેની ખાત્રી તો કરો."

સુકન્યા ઉભી થઇ, અને પલંગની છેક નિકટ જઇ બોલી– "પિતાજી!"

જવાબ ન મળ્યો.

તે ફરીથી બોલી. "પિતાજી! ઓ પિતાજી!"

કોમળ સ્વર કાનના ઉંડાણ ભાગમાં પહોંચ્યો. ઠાકોરે આંખો ઉઘાડી સુકન્યાની સામે જોયું.

"પિતાજી! હવે શરીરે આરામ છે ને?" સસરાને સામે જોઇ

રહેલા જોઇ પુત્ર વધુએ પૂછયું.

ઠાકોર ક્ષીણુ અવાજે બોલ્યા "બેટા સુકન્યા ! તું હજી આ માટે જાગે છે ? તને ઉંઘ આવતી નથી ?"

સુકન્યા–" પિતાજી ! આટલા દિવસ સૂધીમાં કોઇ વખતે તમને કંઇ પણુ થયું નથી, અને આજે એકાએક તમને ભયંકર વ્યાધિ થઇ આવ્યો તેથી અમારો જીવ ઉડી ગયો હતો. આવા વખતે મને ઉંઘ કેવી રીતે આવે ?"

જસવંતસિંહ–" સુકન્યા ! માણુસનું શરીર કાચના વાસણુ જેવું છે. તેને ફુટી જતાં વાર લાગતી નથી. આજે મ્હેં અધીક આહાર કર્યો હતો, તેમાં વળી કૃષ્ણુલાલે તેના સોગન દઇ મિઠાઇનો એક કટકો વધારે ખવરાવ્યો હતો. એ કારણુથી આજે મારી તબીયત બગડી ગઇ."

સુકન્યા–" હવે તો શરીરે સુખ છેને "

જસવંતસિંહ–"હા છે, પણુ..."આમ બોલતાં તેમની જીભ એકાએક અટકી ગઇ. આંખ્યો ચઢી ગઇ, મુખ પહોળુ થઇ ગયું, અને તેથી સુકન્યા ગભરાઇ ગઇ. તેણે દૂર બેઠેલા સત્યવ્રતને પાસે બોલાવ્યો.

સત્યવ્રતે માથાપર પાણી છાંટવાનું શરૂ કર્યું. ઘણીવારે ઠાકોર સ્વસ્થ થઇ આંખ્યો ઉઘાડી જોવા લાગ્યા. તરત સુકન્યાએ પૂછયું, "પિતાજી શું થાય છે ?"

"બેટા ! મને શું થાય છે તેની મને કાંઇ પણ ખબર પડની નથી. મારા પેટમાંનાં આંતરડાં કપાતાં હોય એમ વેદના થાય છે. આહ ! રામ." કહી વૃદ્ધ ઠાકોરે પાસું બદલ્યું.

" બાપુ ! રાજ્યવૈદ્યને બોલાવી લાવું ? સત્યવ્રતે પૂછ્યું. "

" સરદાર, વૈદ્યનું અત્યારે શું કામ છે, મને હમણાં મટી જશે, કદાચ વાયુનો પ્રભાવ હશે તો તે પણ થોડી વારે દબાઇ જશે. તેમ છતાં નહિ આરામ થાય, તો વૈદરાજને બોલાવીશું. ' ઠાકોરે ધીમે સાદે કહ્યું.

" બાપુ ! અત્યારે બોલાવવા દયોને ! શા માટે ના પાડો છો ?" સુકન્યાએ પૂછયું.

" ના બેટા ના, અત્યારે તેમની કાંઇ જરૂર નથી. દિકરા ! તું પણ હવે જા, આ સત્યવ્રત મારી પાસે બેઠો છે. જરૂર પડશે તો તને બોલાવવા મોકલીશ. ,' ઠાકોરે કહ્યું.

" બાપુ ! આજે મને ઉંધ આવનાર નથી. તમે હવે ઉંઘી જાઓ. હું તમારા પગ દબાવું. " કહી પુત્ર વધુ વૃદ્ધશ્વસુરના ચર્ણ તળાંસવા લાગી. ઠાકોરે તેને ઘણીએ ના કહી પણ તેણે માન્યુ નહિ.

થોડો સમય વીતી ગયો. સબરસ વેચનારો એક નાના છોકરાના કોમળ કંઠનો અવાજ આવ્યો કે–" આજે દિવાળી, કાલે દિવાળી સુવર્ણ પ્રભાતે સબરસ સબરસ. "

" સુકન્યા બ્હેન, સબરસ લેશો કે ?" કહી એક છોકરાએ દ્વાર ખખડાવ્યું.

" બેટા સુકન્યા ! બ્રહ્મમુર્તનો સમય થયો, જાઓ ભોળા રામલાલ પાસેથી સબરસ લઇ શુકુન કરી તેને સુવર્ણ મુદ્રા આપી આનંદ કરાવો. "

" જેવી આપની આજ્ઞા. " કહી સુકન્યા નીચે ઉભેલા છોકરાને

કહેવા લાગી, "રામલાલ, ઉભો રહેજે હાંકે, હું તને શુકન કરાવવા કંઇક લેતી આવું."

"સારૂં બ્હેન, નિરાંતે આવજો હું અહિં ઉભો છું."

સુકન્યા તેના ઓરડા તરફ જવા લાગી. તેના ઓરડાની જોડેજ તેના સ્વામિ કૃષ્ણુલાલનો શણગારેલો ઓરડો આવેલો હતો. ત્યાંથી જતાં તેના મનમાં એમ થઇ આવ્યું કે લાવ જોઉં તો ખરી કે સ્વામિ જાગે છે કે ઉંઘે છે? આમ વિચારી તેણે ત્યાં જઇ દ્વારનાં છીદ્રમાંથી દ્રષ્ટિ કરી જોયું તો જણાયું કે અંદર કૃષ્ણુલાલ જાગૃત અવસ્થામાં કંઇક ઉંડા વિચાર કરતો ખુરશી ઉપર બેઠો છે. તેની પાસેની ખુરશીમાં તેના ખભે હાથ મુકી તેનો પરમપ્રિય મિત્ર "કરૂણાશંકર" બેઠેલો છે. તેમની એવી સ્થિતિ નિહાળી સુકન્યા આશ્ચર્ય પામી. તેઓના વિચાર સાંભળવાની જીજ્ઞાસા સતેજ થઇ, તેથી તે ગુપચુપ ત્યાં ઉભી રહી.

એવામાં દૂરના મહોલ્લામાં સબરસ આપનારા છોકરાના રાગડા સંભળાયા. કરૂણાશંકરે ઉભા થઇ વિચારમાં પડેલા કૃષ્ણુલાલને કહ્યું. "લાલા! શું વિચાર કરો છો? ઉઠો, સબરસના શુકન કરો, અને આ વરસમાંજ સુવર્ણ સિંહાસને બિરાજો."

"કૃષ્ણુલાલ સાવધ થયો અને કપાળે કર સ્પર્શ કરી બોલ્યો, "હજુ જ્યાં સુધી બુઢ્ઢાની મરણ પોક પડી નથી, ત્યાં સુધી રાજગાદી આપણી નથી."

"અરે એમ તે હોય! એતો ક્યારનાએ આ ભુતળ ઉપરથી વિદાય થઇ ગયા હશે. કૃષ્ણુલાલ! તમે જે મિઠાઇનો કટકો ખવરાવ્યો

હતો, તેમાંનું ઝેર એવું તો આબાદ હતું કે ત્રણ ચાર કલાકમાંજ કામ પતી જાય! વળી તે મરી ગયા હશે તેની આપણને પણ શું ખબર પડે! કારણ કે તે ત્યાં ને આપણે અહિં–"

"અરે એવી તે ખબર ના પડે કે? મારા ધારવા પ્રમાણે હજી તેમનો પ્રાણ ગયો નહિ હોય. કારણ કે મ્હેં આપવા મોકલેલો મિઠાઇનો કટકો તેમણે આખો ખાધો નહોતો."

"ત્યારે એમ કહોને મારા મહેરબાન, કે તમેજ ઉંધું માર્યું છે! હશે ચાલો ખેર! ઉભા થાઓ, અને તપાસ તો કરો કે તે જાગે છે કે નહિ? જો ઉંઘતા હોય તો ઠીક છે, નહિ તો તેમની છાતી ઉપર ચઢી બેસી આ શીશીમાંથી ફક્ત બેજ ટીપા તેમના મ્હોંમાં પાડી દેજો. બસ પછી જોઇ લ્યો કે તરત કામ પૂરૂં થાય છે કે નહિ." કહી કરૂણાશંકરે ગજવામાંથી એક નાની શીશી કાઢી કૃષ્ણલાલને આપી.

સુકન્યા ભયંકર પ્રપંચ સમજી ગઇ. પવિત્ર પિતાનો પાપી પુત્ર આવું કરપીણ કામ કરશે એવી તેને સ્વપ્ને પણ આશા નહોતી. રાજવૈદ્યને બોલાવવાની ખાસ જરૂર છે. ચાલ હું પણ જલ્દીથી સબરસ લઇ સસરાની પાસે જાઉં, નહિ તો પાપીઓ પ્રપંચમાં ફાવશે આમ ધારી એ પવિત્ર બાળા પોતાના ભાગ્યનો દોષ કાઢતી સુવર્ણ મુદ્રા લઇ નીચે ગઇ.

એ અરસ્સામાંજ કૃષ્ણલાલ ઝેરની શીશી લઇ ઓરડામાંથી બહાર નીકળ્યો. તે ધીમે ધીમે પગ ઉપાડતો પિતાના ઓરડાની નજીક આવી જોવા લાગ્યો. અંદર જસવંતસિંહ લગીર જંપી ગયા હતા. સત્યવ્રત આખી રાતના ઉજાગરાથી બેઠો બેઠો ઝોકાં મારતો હતો.

એ સમયનો લાભ લઇ કૃષ્ણલાલ ધીમે રહી અંદર પ્રવેશ્યો. પલંગ પાસે જઇ પાપી પુત્ર પિતાના મુખમાં ઝેરનાં ટીપા નાંખી તત્કાળ બહાર નીકળી ગયો, અને જલ્દીથી પોતાના ઓરડામાં આવી મિત્રની પીઠ ઉપર થપ્પડ લગાવી બોલી ઉઠયો. "કરૂણાશંકર કામ પાર."

"એમ ! ત્યારે આપણને વગર સબરસ લીધે સબરસના શબ્દ માત્રથીજ તેના શુકન ફળ્યા. દોસ્ત ! હવેજ આપણો બેડો પાર, અને તું પણ ભોગવાય એટલો આનંદ ભોગવવા થઇ જા તૈયાર. કહી કરૂણાશંકર હર્ષથી કુદવા લાગ્યો."

## પ્રકરણ ૨ જું.

### "મૃત્યુ સમય."

સુશિલ સુકન્યા સબરસ લઇ રામલાલને સુવર્ણ મુદ્રાથી ખુશી કરી ઝપાટાબંધ સસરાના પલંગ પાસે આવી નીચે બેઠી. તેના પગરવથી ઝોકાં ખાતો સત્યવ્રત જાગી ઉઠયો. "બ્હેન ! સબરસ લઇ આવ્યાં કે ?" કહી તે આંખ્યો ચોળતો ઉભો થયો.

"સત્યવ્રત ! ક્યાં જાઓ છો ?"

"બ્હેન ! નીચે જઇ મ્હો ધોઇ આવું. કેમ કંઇ કામ છે ?"

"હા, તમે મ્હોં ધોઇ હાલને હાલ વૈદ્યરાજને બોલાવી લાવો."

" સવારમાં બોલાવીશું તો નહિ ચાલે ?"

" ના, આમ પાસે આવો. " કહી સુકન્યાએ તેના કાનમાં કંઇક ધીરેથી વાત કરી.

વાત સાંભળતાંજ સત્યવ્રત આભો બની ગયો. પણ સુકન્યાના ' જાઓ વાર ન કરો ' એ શબ્દોથી સાવધ થઇ મુખ ધોયા વિનાજ રાજવૈદ્યને બોલાવવા દોડયો.

તે હજી વૈદ્યને ઘેર પહોંચ્યો નહિ હોય એટલામાં તો જસવંત-સિંહ હા, રામ, કહેતા એકદમ ખાટલામાં બેઠા થઇ ફાટી આંખે ચારે તરફ જોવા લાગ્યા.

સુકન્યા ગભરાઇ ગઇ, તેણે નોકરોને બૂમ મારી જાગૃત કરી ઉપર બોલાવ્યા. ઠાકોરનો શ્વાસ જોસથી ચાલવા લાગ્યો. સુકન્યા વાંસે હાથ ફેરવતી પૂછવા લાગી. " બાપુ ! ગભરામણ થાય છે ? "

" હા, મારી નાડીઓ તુટે છે, જીવ ઉંડાણમાં ઉતરી પડે છે. બેટા સુકન્યા ! પ્રાણ નીકળી જાય એવું અસહ્ય દર્દ આ દેહને દમે છે. " લથડતી જીભે આટલું બોલી ઠાકોર ચત્તાપાટ સૂઇ ગયા.

" બાપુ ! ગભરાશો નહિ હાં ! હમણાં પ્રભુ મટાડી દેશે, મ્હેં વૈદ્યરાજને બોલાવવા સત્યવ્રતને મોકલ્યા છે. "

" દિકરા ! ત્હેં વૈદ્યરાજને નકામા બોલાવ્યા. હું જીવવાનો નથી. હા, આહ, અપાર વેદના. મારો...કૃષ્ણ...લાલ ક્યાં છે ? "

" તેમને બોલાવું ?"

" હા, મરતાં અગાઉ પુત્રનું મુખ જોવાની ઇચ્છા છે ! "

સુકન્યાએ કૃષ્ણુલાલને બોલાવી લાવવા એક નોકરને ઇસારતથી સમજાવ્યું.

નોકર દોડતો તેના ઓરડા તરફ દોડયો. આ સમયે કૃષ્ણુલાલ અને કરૂણાશંકર મદ્ય પ્રાસન કરતા હતા, નોકરે આવી સર્વ હકીકત તેમને જણાવી.

કૃષ્ણુલાલ ગુસ્સે થઇ બોલી ઉઠયો, "અલ્યા ઉલ્લુના પઠ્ઠા! રાજકુમારની આગળ કેમ બોલવું તેનું તને કાંઇ ભાન છે?"

"ભાન નહિ હોય તો હવે વેચાતું લાવશે. કારણ કે હવે નથી રાજા જસવંતસિંહનું રાજ્ય કે તેમ ચાલશે." ફેરી કરૂણાશંકર બોલી ઉઠયો.

"આપ પધારો છો કે નહિ?" નોકરે હાથ જોડી પૂછ્યું.

"તે જાણુવાની તારે જરૂર નથી. જા, ચાલ્યો જા." કૃષ્ણુલાલે તેને ધમકાવતાં કહ્યું.

આમ છતાં પણ તે ગરીબ નોકર ત્યાં ઉભો રહ્યો. કરૂણાશંકર ચીડાયો, અને તેથી તેની પાસે જઇ તેનો કાન ઝાલી કહેવા લાગ્યો, "મૂર્ખના શીરોમણિ! જા અમે આવીએ છીએ. જાણુતો નથી કે આ કાળ ચોઘડીયું ઉતરવાની તૈયારીમાં છે! હમણુાંજ લાભ ચોઘડીયું બેસતાં અમે ત્યાં આવી પહોંચીએ છીએ. માટે જા, ચાલ્યો જા."

નોકર ચાલ્યો ગયો, અને સુકન્યાને જવાબ સંભળાવી ત્યાં ઉભો રહ્યો.

જસવંતસિંહને અપાર દર્દ થતું હતું. તે બૂમેબૂમ પાડતા

હતા, અને વચમાં કૃષ્ણલાલ ક્યાં છે એમ ભાગ્યા તૂટયા શબ્દે પૂછતા હતા.

એવામાં સત્યવ્રતે વૈદ્યરાજ સાથે ત્યાં પ્રવેશ કર્યો. વૈદ્ય જસવંતસિંહની પાસે જઇ ચિકિત્સા કરવા લાગ્યો. બે ચાર પ્રશ્ન પૂછ્યા પણ કોણ જવાબ આપે? ઠાકોર ભાન ભૂલ્યા હતા, તે હવે કોઇને ઓળખી શકતા નહોતા, વૈદ્યરાજે નાડી જોઇ ઘણી વારે જણાવ્યું કે, ઠાકોરને વિષ ખવરાવવામાં આવ્યું છે. તેમના જીવનની હવે આશા નથી, બે પળ પણ ભાગ્ય હોય તો જીવે. હજી વૈદ્યરાજના મુખમાંજ તેમના શબ્દો છે એટલામાંજ ઠાકોરે તૂટતી જીભે ચીસ પાડી. ઓ, રામ, મારો કૃષ્ણલાલ કયાં છે? ઓ, મા...રા...કૃ...કૃ...ક...ર...સ...ન, બસ થઇ ચૂકયું. જીવન દીપક બુઝાઇ ગયો, મુખ પહોળું થઇ ગયું. આર્તનાદ શરૂ થયા. નોકર ચાકરોએ કલ્પાંત કરી મૂકયું. સુકન્યા તો કયારનીયે કારમી ચીસ નાખી બેશુદ્ધ થઇ પડી હતી, સત્યવ્રતે કારમી પોક મૂકી.

કરૂણાજનક કલ્પાંત સાંભળી કૃષ્ણલાલ અને કરૂણાશંકર ઓરડાની બહાર નીકળી દોડી આવ્યા, ચાલતાં ચાલતાં કરૂણાશંકરે કૃષ્ણલાલને કહી દીધું કે જો ઢોંગ કરતાં ભૂલીશ નહિ હોંકે? પછાડ ઉપર પછાડો ખાજે, જો તેમાં કસર કરીશ તો લોકોને આપણી ઉપર વ્હેમ આવશે.

" હું સઘળું સમજું છું. " કહી પ્રચંડકાય કૃષ્ણલાલ પિતાના ઓરડામાં આવી પહોંચ્યો. પિતાની દશા નિહાળતાંજ કારસ્થાની કૃષ્ણલાલ જમીન ઉપર પછડાઇ પડી માથું કુટતો અત્યંત કલ્પાંત

કરવા લાગ્યો. તેના કલ્પાંતથી સુકન્યા શુદ્ધિમાં આવી. સ્વામિનો ઢોંગ સતી બાળા સમજી તેની તરફ એક ધિક્કારની નજર ફેંકી દૂર ખસી ડુસકાં ભરી રડવા લાગી.

કૃષ્ણકાંતના કલ્પાંતથી સઘળાં માણુસો ગભરાઇ ગયાં, તેઓએ કૃષ્ણલાલને ઘણુંએ સમજાવવા માંડયું પણ તેઓ જેમ જેમ તેને વધારે સમજાવવા લાગ્યા તેમ તેમ તે પ્રપંચનું પુતળું વધારે ને વધારે ઢોંગ મચાવવા લાગ્યું. આખરે સત્યવ્રતે કરૂણાશંકરને તેને સમજાવવા કહ્યું.

કરૂણાશંકર તેની પીઠ ઉપર હાથ ફેરવી કહેવા લાગ્યો, "ભાઇ! શાન્ત થાઓ, ગઇ ગુજરી ભૂલી જાઓ. તમે ગમે એટલા રડશો તો પણ તમે હવે કદાપિ કાળે પિતાજીને જોઇ શકવાના નથી, માટે ધિરજ ધરી શાન્ત થાઓ."

"ઓ મારા બાપરે, હાય અચાનક આ શું થઇ ગયું." કહી કૃષ્ણલાલ લાંબો રાગડો કાઢી કરૂણાશંકરને કંઠે વળગી રડવા લાગ્યો.

"ભાઇ! આમ શું કરો છો. હિંમત રાખોઃ તમારા રડવાથી આ બધા માણુસો રડે છે. માટે ધૈર્ય ધરો, હવે તો તમારે માથે આવી પડયું. બાપલા! આમ રડવાથી પિતાજી પાછા આપવાના નથી. વિચાર કરો, દેહ પડવાનો હતો તે પડયો, કોઇ સદાકાળ રહેવાનું છે? ભાઇ! ભગવાને અર્જુનને કહ્યું હતું કે મરણનો શોક નકામો છે. આખી ભગવતગીતા ત્હેં મારી પાસેથી સાંભળી છે, તેનો આવો જ ઉપયોગ કરે છે કે?" આવા દાખલા દ્રષ્ટાંતો આપી કરૂણાશંકરે તેને ઘણીવારે શાન્ત કર્યો.

સુકન્યા મનમાં ઘણીજ અકળાતી હતી, પણ તે શું કરે ? તે સતીબાળા એ લોભી ગુરૂ અને લાલચુ ચેલાનો મનથીજ તીરસ્કાર કરતી રડતી કકળતી ખુણામાં બેસી રહી.

બાદ કૃષ્ણલાલે શાન્ત થઇ નોકરોને દોડાવી સરદારો ભાયાતો અને પટાવતોને ત્યાં બોલાવ્યા. રાજ્યગુરૂ પણ આવી પહોંચ્યા. તેમણે રાજાની મરણ ક્રિયા કરાવી, પછી સઘળાએ મૃત રાજાના દેહને નમન કરી પુષ્પની શૈયામાં સુવાર્યું.

નવાનગરમાં રાજાના અકાળ મરણથી ત્રાસ વર્તાઇ રહ્યો. લોકો અનેક પ્રકારે બોલી રાજાના મરણની ચર્ચા ચલાવવા લાગ્યા.

સુવર્ણ પ્રભાતે રાજાના શબને ઘણાજ માનથી બહાર કાઢવામાં આવ્યું. સ્મશાન ક્ષેત્રે લઇ જઇ કૃષ્ણલાલે વીધીસર પિતાને દાહાંજલિ દીધી.

અગ્નિદેવે થોડા સમયમાં તેમનું કાર્ય પૂરૂં કરી દીધું. સરદારો, પટાવતો વગેરે સ્નાન કરી નગરમાં આવ્યા, સઘળે શોકના સમાચારની પત્રિકાઓ લખાઇ.

" નવાનગરની ઠકુરાત રત્નપુર નામના નગરને તાબે હોવાથી ત્યાંના મહારાજાને ઠાકોર જસવંતસિંહના મરણ સમાચાર જણાવવા એક ઘોડેસ્વારને દોડાવવામાં આવ્યો. "

પિતાના મરણથી કૃષ્ણલાલને અપાર આનંદ થયો અને હવે સ્વતંત્રતાથી સર્વ કામે થશે ધારીને તે મનમાં ખુશી થવા લાગ્યો.

સતી સુકન્યાના શોકનો તો પાર નહોતો, ને મનમાં બળતી, ઝળતી, ભવિષ્યમાં શું થાય છે, એ જોવાને તૈયાર થઇ.

---

# પ્રકરણ ૩ જું.

## " રાજ્ય પ્રાપ્તિ."

જશવંતસિંહના મરણને ઘણા દિવસ થઇ ગયા, બાદ એક દિવસે શુભ મુહુર્તે કૃષ્ણલાલને રાજ્યાભિષેક કરવાનું નિર્માણ થયું. સઘળે આમંત્રણ પત્રો રવાના કરવામાં આવ્યા. નાનકડા નવાનગરમાં આનંદોત્સવ થઇ રહ્યો.

રત્નપુરથી પ્રધાન રાયમલ મહારાજાની સંમતિ લઇ કૃષ્ણ-લાલને ગાદીએ બેસાડવા આવ્યા. નવાનગરની ઠકરાત રત્નપુરને તાબે હોવાથી, નવા રાજાને ગાદીએ બેસતાં ત્યાંના મહારાજાની મહોર મુદ્રા જોઇએ. એ કારણથી પ્રધાન રાયમલ તેના રસાલા સાથે ત્યાં આવ્યો હતો.

દરબારી હોલ સરદારો, પટાવતો અને અન્ય પ્રતિષ્ઠીત નગર જનોથી ચીકાર ભરાઇ ગયો. સમય થતાં રાજ્યગુરૂએ નવા રાજાને રાજ્યાભિષેકની ક્રિયા કરાવી. તે પછી પ્રધાન રાયમલે ઉભા થઇ કૃષ્ણલાલનો હાથ પકડી સિંહાસને બેસાડયો. તેના હાથમાં રાજ્ય દંડ અને રત્નપુરના મહારાજાની સુવર્ણ મુદ્રા આપી. પ્રધાને તેને કેટલીક શીખામણો આપી. તેના પ્રત્યુત્તરમાં કૃષ્ણલાલે એક છટાદાર ભાષણ કરી તેનો અને રત્નપુરના મહારાજાનો ઉપકાર માન્યો, સઘળે

આનંદ આનંદ છવાઈ રહ્યો. માન અકરામની લ્હાણીઓ થવા લાગી, દ્રવ્યને છૂટે હાથે ઉપયોગ કરી માગણ જનોને સંતોષ પમાડવામાં આવ્યાં. બાદ નાચ તમાસા શરૂ થયા.

અંતે આનંદના દરબારની સમાપ્તિ થઇ. સઘળા એક પછી એક વિદાય થવા લાગ્યા, પ્રધાન રાયમલ તેના રસાલા સાથે રત્નપુર તરફ જવા ઉપડી ગયો.

રાજ્યાભિષેકની ક્રિયાથી મુક્ત થઇ કૃષ્ણલાલ અને કરૂણાશંકર દરબારગઢમાં આવેલા બગિચામાં ફરવા લાગ્યા. આજે કરૂણાશંકરના આનંદનો પાર નહતો. બન્ને જણા ત્યાં પડેલા સંકોચ ઉપર બેસી હસ્તે વદને આનંદકારક વાર્તાલાપ કરવા લાગ્યા.

એવામાં દ્વાર રક્ષક સિપાઇએ અંદર આવી જણાવ્યું કે,— "નામદાર! આપના મિત્ર કુન્જવિહારી બ્હાર ઉભા છે, તે અંદર આવવાની આજ્ઞા માગે છે."

"આવવા દે." કરૂણાશંકરે આજ્ઞા આપી.

સિપાઇ ચાલ્યો ગયો. થોડીવારમાં કુન્જવિહારી અંદર દાખલ થયો."

કૃષ્ણલાલે ઉભા થઇ તેની સાથે હાથ મેળવી પોતાની સાથે બેસાર્યો. તેને રાજ્યગાદી મળવાથી કુન્જે પોતાનો આનંદ પ્રદર્શિત કરી કહ્યું, "મારા પરમ પ્રિય મિત્ર અને નવા નામદાર ઠાકોર સાહેબ! આપને રાજ્યગાદી મળવાથી મને ઘણો જ આનંદ થયો છે. સહાસ-

વંશ પ્રભુ પ્રત્યે પ્રીતિ રાખી, પ્રજાના શુભમાં હમેશાં લક્ષ આપશો એવી મારી આશા છે. અને...”

કુન્જ આગળ બોલવા જતો હતો, એવામાંજ કરૂણાશંકરે કહ્યું, “કુન્જ ! લાંબુ ટાયલું શું કરવા કરે છે. કૃષ્ણલાલને ગાદી મળી તેથી આપણને આનંદ થાય એમાં શું નવાઇ ! માટે તારૂં ભાષણ બંધ કરી આનંદી વાર્તાલાપ કર.”

કુન્જ તેની મુર્ખાઇથી મનમાં હસ્યો અને આગળ બોલવું બંધ કરી કૃષ્ણલાલને કહેવા લાગ્યો, “ઠાકોર સાહેબ ! આ ગરીબ મિત્રની એક વિનંતિ સ્વિકારશો ?”

“પ્રિય મિત્રની વિનંતિ સ્વિકારવાને હું તૈયાર છું. કુન્જ ! જણાવો કે તમારી શું ઇચ્છા છે ? કૃષ્ણલાલે પૂછ્યું.

“મારી ઇચ્છા આપને અભિનંદન આપવાની છે. તેથી આપ નામદાર આપના સર્વ સરદારો સાથે મારે મકાને આજ સાંજના પધારો.” કુંજે જણાવ્યું.

“ઘણી ખુશીથી હું તમારે ત્યાં આવીશ.” કૃષ્ણલાલે કહ્યું.

“ઘણોજ ઉપકાર થયો.” કુન્જે પ્રત્યુત્તર વાળ્યો.

એટલામાં કરૂણાશંકરને કંઇક યાદ આવતાં બોલ્યો, “કુન્જવિહારીભાઇ ! એ તો જાણે સઘળું સમજ્યા, પણ અમે ત્યા આવીશું ત્યારે ભેગાભેગી ગોળધાણા પણ ખવરાવશો ને ?”

“શું ! કુન્જવિહારીભાઇના વિવાહ થવાના છે કે ?” કૃષ્ણલાલે પૂછ્યું.

"હાજી, આજ કાલ કરતાં ઘણા દિવસથી તેમના લગ્નની વાત ચર્ચાય છે. તેમજ કન્યાનો બાપ પણ ઘણા દિવસથી કુન્જવિહારીને ત્યાં આવેલો છે." કરૂણાશંકરે જણાવ્યું.

"ત્યારે તો આપણને ઘણોજ આનંદ થશે. કહો કુન્જભાઇ આજે ગોળધાણા ખવરાવશો ને?" કૃષ્ણલાલે પૂછ્યું.

"હજી લગ્નનું તો નક્કી થાય! કે પ્રથમથીજ ગોળધાણા? ઠાકોરસાહેબ! પ્રભુઇચ્છાએ આજ એ કામ પણ પૂરૂં થવાની તૈયારીમાં છે. તેથીજ આજે મ્હેં મોટો મેળાવડો કરી ભેગા ભેગું આપને પણ અભિનંદન આપવાનું નિર્ધાર્યું છે. લ્યો હવે મને રજા છે?"

"શું એટલીજવારમાં?"

"હા, કારણ કે મારે હજી ઘણી ગોઠવણો કરવાની છે."

"ત્યારે તો ખુશીથી પધારો, અમે જરૂર તમારે ત્યાં આવીશું."

કુન્જ હાથ મેળવી ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી કરૂણાશંકર કૃષ્ણલાલને કહેવા લાગ્યો, "કૃષ્ણલાલ! કુન્જનું ભાગ્ય સારૂં છે હોં!"

"કેમવારૂ?"

"કન્યા ઘણી ખુબસુરત છે, આખા રાજસ્થાનમાં એ કન્યાનો જોટો મળવો મુશ્કેલ છે."

"અરે જા, જા, એમતે હોય! પ્રધાન રાયમલની પુત્રી સરલા કંઇ કમ છે કે?"

"સરલા સુંદર છે ખરી પણ આનાથી ઉતરતી. ઠાકોર! તમે

જ્યારે તેને નજરે જોશો ત્યારે ખાત્રી થશે. મારા માન્યા મુજબ તો તમે તેને જોતા જ ચકરી ખાઇ જમીન ઉપર પડશો."

"શું તે એવી સુંદર છે?"

"અરે કેવળ સુંદરતાની મુર્તિ છે, સ્વર્ગની અપ્સરાજ અવતાર લઇને આવેલી હોય એમ લાગે છે."

"તે ક્યા ગામની રહીશ છે.?"

"સોરીપુર નામના નગરની રહીશ છે. તેના બાપ ખાનદાન કુટુંબનો છે."

"તેમની જાત શું છે?"

"બ્રાહ્મણ."

"તેનું નામ."

"કિશોરી."

"ઠીક છે, આજે આપણે તેને નજરે જોઇ ખાત્રી કરીશું!"

"હા ખાત્રી કરજો ઠાકોર! જો કુન્જનું લગ્ન તેની સાથે થાય તો તેના ભાગ્યનો પાર રહે નહિ."

"હા, કુન્જ પણ સુંદર સ્વરૂપવાન છે, અને કન્યા પણ રૂપવાન છે. બેની જોડી ઘણી સરસ શોભશે. કહી કૃષ્ણલાલે નિઃશ્વાસ નાખ્યો.

"આપણે ત્યાં કેટલા વાગે જઇશું? કરૂણાશંકરે પૂછ્યું.

"બરાબર સાત વાગે." કૃષ્ણલાલે જણાવ્યું.

"ત્યારે ચાલો હવે આપણે અહિંથી જઇએ, અને સાંજે ત્યાં જવાની તૈયારી કરીએ."

"હા, ચાલો." કહી બન્ને જણા ત્યાંથી ઉઠી મહેલમાં ચાલ્યા ગયા.

કરૂણાશંકરને આગળ પાછળ કોઇ સંબંધી નહિ હોવાથી તે કૃષ્ણલાલની પાસેજ રહેતો હતો.

તેઓના ત્યાંથી ચાલ્યા ગયા પછી થોડીવારે તેઓ બેઠા હતા તેની પાછલી બાજુએથી એક રૂપવાન રમણી બહાર નીકળી અને આસપાસ નજર ફેરવી ઝપાટાબંધ મહેલમાં ચાલી ગઇ.

તે રમણી અન્ય કોઇ નહિ પણ સતી સુકન્યા હતી.

## પ્રકરણ ૪ થું.

"તારામૈત્રક."

કુન્જવિહારી નવાનગરના એક ગ્રહસ્થનો પુત્ર હતો. જ્ઞાતિએ બ્રાહ્મણ હતો. તેનાં માતા પિતા સ્વર્ગવાસી થયાં હતાં. તેણે સારી કેળવણી સંપાદન કરી હતી. તે સદાચરણી પવિત્ર અને ધર્માનુરાગી હતો. તેના અનેક સદગુણોથી આકર્ષાઇ જનસમાજ તેને માનની નજરે જોતો. ગરીબોનાં દુઃખ દૂર કરવાને તે હમેશાં તત્પર રહેતો.

આજે કુન્જવિહારીના મોટા મકાનમાં ધામધુમ થઇ રહી છે. મકાનને ધ્વજા પતાકાઓથી સારીરીતે શણગારવામાં આવ્યું છે. ઠાકોર સાહેબ પધારવાના હોવાથી સિપાઇઓ થોડે થોડે અંતરે ઉભા

રહી પહેરો ભરી રહ્યા છે. મકાનની અંદર એક વિશાળ હોલમાં ગાદી તકીયા ગોઠવી દીધા છે. ઝુમ્મરોમાં બળતા દીપકોથી સઘળે પ્રકાશ પડી રહ્યો છે, દિવાલ ઉપર અનેક જાતની રંગબેરંગી નાની મોટી છબીઓ લટકાવી દીધી છે. રાજ્યના અમલદારોથી અને અન્ય પ્રતિષ્ઠિત જનોથી હોલ ભરાઇ ગયો છે. સઘળા આતુરતાથી ડાક્ટર સાહેબ કૃષ્ણલાલની રાહ જોઇ રહ્યા છે.

તે વિશાળ હોલની પાસેના એક ઓરડામાં ચક નખાવી કુન્જની ભવિષ્યમાં થનારી પત્ની કિશોરી નગરની બીજી અબળાઓ સાથે બેઠી હતી. કુન્જવિહારીનો અપૂર્વ વૈભવ નિહાળી કિશોરી મનમાં ઘણી ખુશી થતી હતી.

સરદારો અને અન્ય નગરજનો જેની રાહ જોઈ રહ્યા હતા, તે કૃષ્ણલાલ સુકન્યા સાથે પડદાવાળા રથમાં બેસી આવતો જણાયો. ચોપદારે નેકી પોકારી તેના આગમનની સૂચના કરી. રથ ઉભો રહેતાં સુકન્યા મ્યાનામાં બેસી સ્ત્રી વર્ગવાળા ઓરડામાં દાખલ થઇ ગઇ. કિશોરીએ તેને આવકાર આપ્યો.

કૃષ્ણલાલ અંદર આવ્યો, સઘળાએ ઉભા થઇ તેને નમન કર્યું. નમન પ્રતિકાર હસ્તવેદને વાળી તે તેના માટે પાથરેલી મખમલની ગાદી ઉપર બેઠો. તેની જમણી બાજુએ કરૂણાશંકર અને ડાબી બાજુએ કુન્જવિહારીએ સ્થાન લીધું.

બાદ થોડીવાર શાન્તિ ફેલાવા દઇ, કુન્જવિહારીએ ઉભા થઇ કૃષ્ણલાલને ગાદી મળ્યા બાબતનું સમયને અનુસરતું છટાદાર ભાષણ કર્યું. ભાષણને અંતે નામદાર ડાક્ટર સાહેબના પધારવાબા માટે બાર

માની તે નીચે બેઠો. તેનાં આગમનને સઘળાએ તાળીઓના અવાજથી વધાવી લીધું. પુનઃ પાછી શાન્તિ ફેલાઈ રહી. તે પછી કીશોરીના વૃદ્ધ પિતા હરિહરરાયે કુન્જને કુમકુમનો ચાંલ્લો કરી શ્રીફળ આપ્યું. આનંદ વર્તાઇ રહ્યો. નાચ ગાન શરૂ કરવામાં આવ્યાં. ગોળ ધાણા અને પાન સોપારી આપવાનું શરૂ થયું. સર્વ જનો ગોળ ધાણા, પાન સોપારી અને ગુલાબ લઇ, કૃષ્ણલાલને નમન કરી એક પછી એક જવા લાગ્યા. લોકોથી ભરાયેલું વિશાળ દિવાનખાનું જોત જોતામાં ખાલી થઇ ગયું. કુન્જ દ્વાર પાસે ઉભો રહી સઘળાનો ઉપકાર માનતો હતો. સર્વ ચાલ્યા ગયા, પણ કૃષ્ણલાલ અને કરૂણાશંકર ત્યાં બેસી રહ્યા.

કુન્જને દ્વાર પાસે ઉભેલો જોઇ કૃષ્ણલાલે કરૂણાશંકરના કાનમાં ધીમેથી પૂછ્યું "કરૂણાશંકર! મારાથી કિશોરીને કેવી રીતે જોવાશે?"

"તેની યુક્તી હું બતાવું છું."

"બતાવ ત્યારે?"

"કિશોરીને જોવાનો રસ્તો એજ કે, હમણાં જ્યારે કુન્જવિહારી અહિં આવે ત્યારે તમારે કહેવું કે મને નવાં ભાભી દેખાડો, તમારૂં કહેવું તે તરતજ કબુલ કરશે, અને તમને અંદર લઇ જશે. તમે અંદર જજો ને કિશોરીને કંઇક ભેટ આપી બરાબર નિહાળી જોજો. પણ ઠાકોર! જો, જો, તેને જોતાં ક્યાંય બેશુદ્ધ બની જતા નહિ."

"અરે જા, જા, આ કૃષ્ણલાલ એવા નરમ હૃદયનો નથી કે બેશુદ્ધ બની જા."

આમ વાત ચાલતી હતી, એવામાં કુંજ અને કિશોરીના

પિતા હરીહરરાય સપળાના વિદાય થયા બાદ ત્યાં આવ્યા. ચારે જણાએ થોડીવાર સુધી વાર્તા વિનોદ ચલાવ્યો.

વાતોચાંને વાતોમાં કૃષ્ણલાલે તેની ઇચ્છા કુન્જને જણાવી દીધી. કુન્જ તેને લઈ ચકવાળા ઓરડા તરફ ગયો, સ્વામિને કુન્જ સાથે ત્યાં આવેલો જોઇ સુકન્યા આશ્ચર્ય પામી.

બન્ને જણા ત્યાં આવી ઉભા રહ્યા. કિશોરી ઘુમટો ખેંચી એક બાજુએ ઉભી રહી.

કુન્જ સુકન્યા સામે જોઇ બોલ્યો, " બ્હેન ! આ મારા ભાઇની ઇચ્છા તેનાં ભાભીને જોવાની થઈ છે અને તે ઇચ્છાથી તેઓ અહીં આવ્યા છે. "

સુકન્યા હસી પડી, અને પછી કિશોરીનો હાથ પકડી કહેવા લાગી, " બ્હેન ! શરમા નહી, રાજા તો પ્રજાનો પિતા છે. તેમની આગળ શરમ શી ? " કહી સુકન્યાએ તેનો ઘુમટો આઘો ખસેડયો. શરમાળ કિશોરીએ ધ્રૂજતા પગે કૃષ્ણલાલને પ્રણામ કર્યા.

વાદળમાંથી વિજળી જેમ ચમકે, તેમ કીશોરીનું મુખ જોતાંજ કૃષ્ણલાલ ચમકયો; અને મન સાથેજ બોલી ઉઠયો કે, અરે ! આ તે મૃત્યુલોકની કન્યા કે દેવલોકની દેવકન્યા ! કહી કૃષ્ણલાલ નેત્રનો પલકારો માર્યા વિના તેના સામે જોઇ રહ્યો. બન્નેમાં તારામૈત્રક રચાયું. કૃષ્ણલાલ જેમ જેમ તેની તરફ વધારે વાર જોઇ રહ્યો, તેમ તેમ તેની આંખ્યો વિકારવશ થવા લાગી. ચતુર કીશોરી ચેતી ગઇ, તરત તેણે તેના સામેથી નજર ખેંચી લીધી.

કૃષ્ણલાલ સ્વસ્થ થઇ ગળામાંથી એક કિમતી હિરાનો હાર

કાઢી તેને આપવા હાથ લાંબો કરી બોલ્યો, " કિશોરી ! તું દેવકન્યા છે. તારા સહવાસથી મારા મિત્રનો સંસાર સ્વર્ગ સમાન શોભશે. બાળા ! હું તારી ઉપર ઘણોજ પ્રસન્ન થઇ આ હાર આપું છું તેનો સ્વીકાર કર. "

કિશોરી ચિત્રવત્ ઉભી રહી. તેણે હાર લીધો નહિ. તેને એવી રીતે ઉભી રહેલી જોઇ સુકન્યા કહેવા લાગી, " કિશોરી ! વડીલની પાસેથી હાર લેતાં શાને શરમાય છે ! આમ આવ અને તેમના હારનો સ્વિકાર કર. "

કિશોરી ધ્રુજતે પગે આપળ આવી. કૃષ્ણલાલે આનંદ પામી હાથમાંનો હાર તેના કંઠમાં પહેરાવ્યો. પછી તુર્તજ કિશોરી ત્યાંથી ચાલી ગઇ. વિજળી વાદળમાં છૂપાઇ ગઈ. બાદ કૃષ્ણલાલ અને કુન્જ પણ ત્યાંથી બહાર નીકળી ગયા.

સુકન્યા કિશોરીને મળી ભેટી સુખપાલમાં બેસી રાજ્યભુવન પ્રતિ ગમન કરી ગઇ.

કૃષ્ણલાલ અને કરૂણાશંકર પણ કુન્જની રજા માગી બહાર નીકળ્યા. બહાર નીકળી કૃષ્ણલાલે કરૂણાશંકરને કહ્યું, " અરે ! મને કંઇક થઇ જાય છે. "

" શું થઈ જાય છે મારા મહેરબાન ?" કરૂણાશંકરે ગભરાઇને પૂછ્યું.

" કિશોરીના કાતિલ કટાક્ષનું બાણ વાગ્યું છે. ઝેર રગેરગમાં વ્યાપી ગયું છે. હા, કિશોરી, કિશોરી, ત્હેં મારા દીલની કરી ચોરી." કૃષ્ણલાલ બકવા લાગ્યો.

" અરે ! આ શું, લગીર તો ભાન રાખો; કુન્જ આપણો મિત્ર છે એ તો વિચારો ! " કરૂણાશંકરે કહ્યું.

" મિત્ર ખરો, પણ કિશોરી મને આપી મિત્ર ફરજ બજાવે તોજ એ મિત્ર ખરો. કરૂણાશંકર ! કિશોરી તે કિશોરીજ છે.

રૂપે રૂઢીયાળી, નેત્રે ન્યાળી, એ કિશોરી છે રૂપાળી;
વિદ્યુતસમી વામા નિહાળી, ચોંટયુંચિત્ત જોઈ આંખજ કાળી.
રૂપે રામા, ગુણે વામા, દિવાનો કર્યો ત્હેં તાહરો,
કૃપા કરો અલબેલડી, જીવ જાય આ માહરો. "
કહી કૃષ્ણલાલ દિવાનાની માફક આમ તેમ જોવા લાગ્યો.

કરૂણાશંકરે તેને ઘણા પ્રકારે સમજાવ્યો. પણ તેણે તેનું કહેવું નહિ માનતાં કહ્યું, " કરૂણાશંકર ! કિશોરી વિના જીવવું હરામ છે. આજથી મ્હેં એવો નિશ્ચય કર્યો છે કે કિશોરીને પટરાણી બનાવવી."

" કિશોરીને પટરાણી બનાવી સરલાનું શું કરાશો ? શું હવે તેને પરણવાની ઇચ્છા નથી ? "

" છે; પણ પ્રથમ કિશોરી આ હૃદયની રાણી થશે, બાદ સરલા તેની સહચરી થશે. કરૂણાશંકર ! જો કિશોરી મને મળશે તો આ કૃષ્ણલાલ તરફથી તને સો સોના મહોરો ઇનામ મળશે. "

" એમ ! તો હવે સમજી લ્યો કે કિશોરી તમારીજ થઇ ગઇ, હું ગમે એ યુક્તિથી કુન્જને સમજાવી વિવાહ ફોક કરાવી કિશોરીને મેળવી આપીશ. માટે હવે અહિંથી ચાલો. "

" કુન્જને કહેવાની કાંઇ જરૂર નથી. ક્ષત્રિયો કોઇની આપેલી વસ્તુ સ્વિકારતા નથી. "

" ત્યારે શું તેનું હરણ કરવું ધાર્યું છે ?"

" જે થાય તે ખરૂં, હમણાં તો અહિં છૂપાઇને સાંભળો કે અંદર શું થાય છે."

" જેવી તમારી મરજી." કહી કરૂણાશંકર બોલતો બંધ થયો. બન્ને જણા નીચેના ચોગાનમાં ઉગેલાં વૃક્ષોને ઓથે છૂપાઇ અંદરનું રહસ્ય જાણવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

સર્વના ગયા બાદ અંદર કુન્જ અને કિશોરીનો પિતા વાતો કરતા હતા. વાર્તાને અંતે હરીહરરાયે પોતાને ગામ જવાની આજ્ઞા માગી. કુન્જે ઘણી આનાકાની કરી રહેવાને જણાવ્યું. પણ તેણે માન્યું નહિ. આખરે કુન્જે સવારમાં ગાડી મોકલી વિદાય કરીશ કહ્યું. તેની પણ ના પાડતાં તે વૃદ્ધ પુરૂષ એજ વખતે ઉપડતા વહાણમાં પોતાને ગામ જવાની ઇચ્છા જણાવી. કુન્જની આજ્ઞા લઇ તે જવાની તૈયારી કરવા લાગ્યો.

તેનું ગામ સોરીપુર નવાનગરથી પગરસ્તે જતાં પચીસ માઇલ દૂર હતુ, અને રત્નવતી નદીમાં વહાણમાં બેસી જવાથી દશ માઇલ થતુ હતું. તેથી તેણે જલ્દી જવાની ઇચ્છાથી પગ રસ્તે નહિ જતાં વહાણમાં જવાનું યોગ્ય ધાર્યું હતુ.

તેમનો વહાણમાં જવાનો વિચાર જાણી કૃષ્ણલાલ આનંદ પામ્યો. તરત તેણે પાસે ઉભેલા કરૂણાશંકરના કાનમાં ધીરેથી કંઇક બાત કરી વિદાય કર્યો.

દિવાનખાનામાં બેઠેલો કુન્જ વિચાર કરતો હતો; એવામાં પાછળ કિશોરી આવી ઉભી રહી. તેને જોતાંજ કુન્જ ધડકતે હૃદયે

ઉભો થઇ તેના સામે જોઇ રહ્યો. બન્ને જણાં બોલવાની ઇચ્છા છતાં બોલી શક્યાં નહિ. આખરે કિશોરી ધ્રૂજતા અવાજે બોલી:–" હું આપની આજ્ઞા માગવા આવી છું."

" બાળા ! જાઓ કહેતાં આ જીભ ઉપડતી નથી. પણ ન છૂટકે જવાની આજ્ઞા આપું છું. કિશોરી ! આ સેવકને ભૂલશો નહિ. પ્રભુ કૃપાએ આપણે થોડા દિવસમાં લગ્નથી જોડાઇશું. પવિત્ર પ્રેમદા ! લ્યો આ પ્રેમની નિશાની સ્વિકારો. " કહી કુન્જવિહારીએ પોતાની આંગળીએથી એક હિરાની વીંટી કાઢી તેની આંગળીએ પહેરાવી.

એટલામાં કિશોરીના પિતાનો અવાજ આવ્યો, " બેટા કિશોરી ! ચાલો. "

" એ આવી પિતાજી !" કહી કિશોરી માથું નમાવી ત્યાંથી ચાલી ગઇ.

રાત્રિના અગીયાર વાગે પિતા પુત્રી જવાને તૈયાર થયાં. કુન્જે પોતાના વિશ્વાસુ માણસનું હોડીયું અગાઉથી તઇયાર કરાવ્યું હતું. કુન્જ તેમને નદી સુધી વળાવા નીકળ્યો. ત્રણે જણાં રત્નવતી તરફ જવા લાગ્યાં.

તેમના ગયા પછી છૂપાઇ રહેલો કૃષ્ણલાલ પણ તેની જગાએથી બહાર નીકળી મહેલ તરફ ચાલતો થયો.



# પ્રકરણ ૫ મું.

## " છુપો હુમલો. "

શિયાળાની મધ્યરાત્રિએ ટાઢ સખ્ત પડતી હતી. મનુષ્ય પ્રાણી ગાઢ નિદ્રાને આધિન થઇ પડેલાં હતાં. સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. કોઇનો શબ્દ પણ સંભળાતો નહોતો. પહેરા વાળા સિપાઇઓ લાંબા કાળા જભ્ભા ઓઢી રોંન કરવાને નીકળ્યા હતા. આવે સમયે કુન્જવિહારી અને કીશોરીનો વૃદ્ધ પિતા, નગરના રાજ્યમાર્ગ ઉપર થઇને રત્નવતી સરિતાને કિનારે જતા હતા. તેમની પાછળ કિશોરી શરીર પર લીલીનેશાલ ઓઢી ચાલતી હતી. નગરમાંથી નીકળેલી ત્રિપુટી થોડી વારે નદીના કિનારે આવી પહોંચી. નદીનું શાન્ત જળ આ સમયે ધીમે ધીમે વહન કરતું હોય એમ જણાતું હતું. માણુસના પગના અવાજથી કિનારે બેઠેલાં દેડકાં ટપોટપ જળમાં કુદી પડી પડી અવાજ ઉત્પન્ન કરવા લાગ્યાં. રાતની વખતે માછલાં પકડનારાં પ્રાણીયો પાંખોના ફફડાટ કરતાં અદ્ધર ઉડી પાણીમાં દ્રષ્ટિ રાખી રહ્યાં હતાં, અને લાગ ફાવતા ઝડપથી નીચે ઉતરી પાણીમાં ડુબકી મારી શીકારને પકડતાં. નદીના સામે કિનારે પડેલા એકાદ હોડીયામાં ઝાંખો દીપક બળતો જણાતો હતો. કિનારે ઝુંપડાં બાંધી રહેતા ખારવાઓ લાંબા રાગડા કાઢી મધ્યરાતનું ગીત લલકારતા હતા.

કુન્જવિહારીએ કિનારે આવી પોતાના વિશ્વાસુ ખારવાને હાક મારી, "અલ્યા ખોડા, એ ખોડા."

કુન્જનો અવાજ સાંભળી સામા કિનારે ઝુંપડીમાં સુતેલો ખોડો બહાર નીકળી લાંબે ધાટે બોલ્યો, એ મને કુણુ બોલાવે સે?

કુન્જે જવાબ આપ્યો, "અલ્યા ખોડીયા એતો હું કુન્જવિહારી."

"એ કોણુ કુન્જ દાદા, એ આઇવો ભાઇશાબ." કહી ખોડો હોડીયામાં બેસી થોડીવારે તેમની પાસે આવ્યો.

કુન્જે હરીહરરાય અને કિસોરીને સંભાળપૂર્વક સારીપુર લઇ જવાનું ખોડાને સૂચવી કહ્યું, "જો સારી રીતે લઇ જઇશ તો ખુશી કરીશ, ને ઇનામ આપીશ." ખોડો આનંદની કુદયો ને બોલી ઉઠયો, દાદા, કોઇ ફકર કરશો નહિ, હું આ બુનને અને આ ધયડા કાકાને હાચવી હંભાળીને સુઇપર મેલી આવીશ. કહી ખોડો ડોસા તરફ જોઇ બોલ્યો, કાકા! બુનને લઇ હોડીઆમાં બેહી જાઓ, સવારના પહોરમાં તો આપણે પોંકી જઇહુ.

કુન્જને મળી બન્ને જણાં હોડીયામાં બેઠાં. ખોડાએ હોડીયું સારીપૂર તરફ હંકાર્યું. હોડીયું દ્રષ્ટિમર્યાદાની બહાર જતાં કુન્જે ભગ્ન હૃદયે નગર તરફ ગમન કર્યું.

પવન અનુકૂળ હોવાથી હોડીયુ ઝપાટા બંધ જવા લાગ્યું. ખોડો મધુર ગીત ગાતો હલેશાં મારતો હતો. કિશોરી પાટીયા ઉપર સુઇ રહી હતી. તેનો વૃદ્ધ પિતા બેઠો બેઠો ઝોકાં મારતો હતો. રાત્રિના બે વાગતાં તો હોડીયું લગભગ ચારેક માઇલ નીકળી આવ્યું. એવામાં પવન જોસથી ફુંકાવા લાગ્યો. હોડીયું તીરના વેગથી ચાલવા લાગ્યું.

એટલામા હલેસાં મારતા ખોડાની નજરે દૂરથી એક બીજું હોડીયું ઝડપથી આવતું જણાયું. ખોડો ચોંકયો અને તેની ઝીણી આંખ્યોથી આવનાર હોડીયાને જોઇ રહ્યો.

સુસવાટા બંધ ચાલી આવતું હોડીયું થોડીવારે ખોડાના હોડીયાની લગોલગ આવી પહોંચ્યું. ખોડાને જણાયું કે તેમાં સાત કદાવર માણસો કાળાજભ્ભાથી ઢંકાઇને બેઠા છે.

ખોડાના હોડીયાંની પાસે આવતાંજ એ બીજા હોડીયામાં બેઠેલા સાત જણમાંથી એક ઉભો થયો અને પોતાના હોડીયાના કડામાં ભરાવેલી આંકડીનો બીજો છેડો ખોડાના હોડીયાના કડામાં ભરાવી દીધો. બન્ને હોડીયાં સાથે ચાલવા લાગ્યાં. તરત બીજા માણસો ખોડાની ઉપર તૂટી પડયા. ખોડો કંઇ પણ બોલે એ પહેલાં તો તેના મ્હોમાં ડુચો મારી તેના હાથ પગ બાંધી દીધા. કિશોરી સફાળી જાગી ઉઠી. તેનો વૃદ્ધ પિતા આ અકસ્માતથી ગભરાઇ ગયો. હોડિયાં કિનારે લઇ જવામાં આવ્યાં. હુમલો કરનાર માણસો કાળા અંધકારરમાં ભૂત જેવા જણાતા હતા. કિનારો આવતાં સાતે જણા નીચે ઉતરી પડયાં. તેઓમાંથી કોઇ પણ બોલ્યા ચાલ્યા વના એકે કિશોરીને, અને બીજાએ હરીહરને ઉપાડી લીધો. કિશોરી અને હરીહર ચીચેચીસ પાડવા લાગ્યાં. આથી ઉપાડી જનારાઓએ તેમના મુખ ઉપર હાથ ઢાંકી તેમને ચીસો પાડતાં અટકાવ્યા. ખોડાને બંધન દશામાં હોડીમાં રહેવા દઇ એ નિશાચરો ઝપાટાબંધ ત્યાંથી ચાલતા થયા.

તેમના ગયા પછી ઘણીવારે ખોડાને ભાન આવ્યું, તેણે મુસ્કિલથી મ્હોમાં મારેલો ડુચો કાઢી નાંખી મુખથી દોરડાની ગાંઠયો છોડી અને પછી હોડીને પાછી હંકારી નવાનગર તરફ જવા લાગ્યો.

ઘોર અંધારી રાત્રિએ સઘળે શુન્યકાર જણાતું હતું. તમરાં, ઘુવડ, શિયાળવાં વગેરેના નાદ સંભળાતા હતા. પવનના સપાટાથી ઝાડની ડાળીયો એક બીજાની સાથે અથડાઇ અવાજ ઉત્પન્ન કરતી હતી. આવી કાળના જેવી કાળી રાતે ભૂત જેવા સાત જણા એક સુકોમળ બાળાને, અને તેના વૃદ્ધ પિતાને ઉંચકી ચાલ્યા જતા હતા. સઘળા ચૂપચાપ ચાલતા હતા. ઘણે દૂર ગયા પછી હરીહરે પોતાને ઉંચકનારને પૂછ્યું. "ભાઇ! મને કહેતો ખરો કે તમે અમને આમ ઉંચકીને કયાં લઇ જાઓ છો!"

ઉચકનાર માણસ મોટા અવાજે બોલ્યો, "ચૂપ નહિ તો તારી ખોપરી તોડી નાખીશ."

તેના જવાબથી વૃદ્ધ પુરૂષ ચુપ થઇ ગયો. ભાગ્યમાં લખ્યું હશે એ થશે. એમ હિંમત રાખી પ્રભુનું નામ લેવા લાગ્યો.

ઉતાવળથી ચાલ્યા જતાં પાપાત્માઓ મોટા મળસકે એક ભાગ્યા તૂટયા કિલ્લા આગળ આવી અટકયા. ૭ જણા કિશોરી અને હરીહરને ઘેરી ઉભા રહ્યા. તેમાંનો એક માણસ કિલ્લાના દરવાજા આગળ ગયો. બારી ઉઘાડી હતી. તેણે બારીમાં દાખલ થઇ પાસેની કોટડીમાં જઇ એક ઉંઘતા માણસને જગાડી દીવો સળગાવી તૈયાર થઇ પોતાની સાથે આવવાને કહ્યું.

અંદરના માણસો તૈયાર થાય એ પહેલાં તે માણસ બહાર જઇ કિશોરી અને તેના બાપને ઇસારતથી અંદર આવવાનું કહી પાછો કિલ્લામાં આવ્યો. કિલ્લામાં આવી તેણે પેલા દીવાવાળા માણસને કાનમાં કંઇક કહી આગળ ચાલવાનું જણાવ્યું. પછી તેણે વૃદ્ધ ડોસા અને કિશોરી સામે જોઇ ધીમારી અવાજે કહ્યું. " ચુપચુપ મારી

પાછળ ચાલ્યાં આવો." કહી તે આગળ ચાલવા લાગ્યો. તેની પાછળ કિશોરી અને તેનો બાપ ચાલવા લાગ્યાં. આગળ જતાં એક બીજો ભાંગેલો દરવાજો આવ્યો, તેમાં થઇ તેઓ એક સપાટ મેદાનમાં આવ્યાં, તે મેદાનની આસપાસ ભીંતો ચણેલી હતી. તુર્તજ આગળ ચાલનાર માણસે એક ભીંત પાસે જઇ એક ગુપ્ત બારણું ખુલ્લું કર્યું. તેની અંદર ખવાઇ ગયેલો એક લાકડાનો દાદર આવેલો હતો, તેની ઉપર સઘળાંએ ચઢવા માંડયું. કિશોરી ધ્રૂજતે પગલે દાદર ચઢવા લાગી. દાદરના પગથીયાં નાનાં ને ઘણી જગાએથી તૂટેલાં હતાં. તેથી સઘળાં સાચવીને પગ મુકી ઉપર ચઢતાં હતાં. વળી પાછું ઉતરવાનું શરૂ થયું, અંધકારમાં કશું દેખાતું નહોતું. અંદરની હવા અસ્વચ્છ અને ભેજવાળી હતી. માથું ફરી જાય એવી દુર્ગંધ આવતી હતી. લાકડાના બન્ને દાદર ઉતરી રહી તેઓ બીજી એક પત્થરની નાની સીડીનાં પગથીયાં ઉતરવા લાગ્યાં. તે સીડી જમીનમાં કોતરીને કરેલી હતી. થોડીવારમાં નીચે જતાં એક ગોળાકાર આકારનો પત્થરનો ઓરડો આવ્યો. ત્યાં આગળ આવી પેલા માણસે કમ્મરેથી કુંચીયોનું જુમખું કાઢી એક બીજો ઓરડો ઉઘાડયો.

કિશોરી અને હરીહરરાય તો આ કાળા ઝભ્ભાધારી પિશાચની સાથે મુડદાની માફક તે જાય તેમ જતા હતાં. આખરે તે ઓરડામાં આવી તેઓ ઉભાં રહ્યાં. પેલા ભૂત જેવા માણસે ખોખરા અવાજે બૂમ મારી કે, "અલી નાથી, ઓ નાથલી."

"કાં શું છે રે મારા ભાઇ? મરેરે શું? આટલી રાતે મને આમ બોલાવી?" કહી એક કદરૂપી ડોસી અંદરના ભાગમાંથી હાથમાં દીવાનું કોડીયું પકડી ત્યાં આવી ઉભી રહી. તેને જોતાંજ

ભલભલા વીરનરો છળી જાય એવો તેનો ચુડેલ જેવો દેખાવ હતો. તેણે હાથમાંનું દીવાનું કોડીયું એક ગોખલામાં ગોઠવ્યું અને કેડમાંથી કંઇક કુંચી જેવું કાઢી તે બુઢ્ઢીએ અંદરના ભાગમાં એક બીજા ઓરડાનું દ્વાર ખુલ્લું કર્યું. બારણું ઉઘાડતાં તેણે બધાંને અંદર આવવાની ઇશારત કરી.

સઘળાં તે ઓરડામાં આવી ઉભાં રહ્યાં. તે ઓરડો શણગારેલો હતો, તેની અંદર એક છત્રપલંગ ગોઠવેલો હતો; તેની પાસે એક નાના ટેબલ ઉપર કેટલાંક પુસ્તકો પડેલાં હતાં. ભીંતના અંદર એક નાનું હાટીયું આવેલું હતું. તેની અંદર આયનો, કાંસકી અને સુગંધીદાર તેલોની શીશીયો ગોઠવેલી હતી. બીજા સામાનમાં બેએક ખુરશીયો પડેલી હતી. જો કે ઓરડો તરતનો સાફ કરેલો જણાતો હતો, છતાં તેની અંદરથી ભેજવાળી હવાની વાસ આવતી હતી. ભીંતો ઉપર જાળાં બાઝેલાં હતાં, ઉંદરોએ મોટાં મોટાં દર કરેલાં હતાં, એથી જણાતું હતું કે આ ઓરડો ઘણા વખતથી બંધ હશે, પણ તેને વપરાશને માટે આજેજ ખુલ્લો કરવામાં આવ્યો હશે.

આ ઓરડામાં કિશોરી અને હરીહરરાયને રાખી સાથે આવનાર યમદૂત જેવો માણસ પેલી ચુડેલ ડોસીને કહેવા લાગ્યો, "અલી નાથલી! મારૂં કામ હવે પૂરૂં થયું છે. તેથી હું જાઉં છું. આ લોકોને અહિં રાખ્યાં છે તેની મારે અત્યારેજ ખબર આપવી પડશે. તેથી કદાચ તેઓશ્રી...સવારમાંજ અહિં આવશે. તારે આ લોકોની બરાબર સંભાળ રાખવી. તેઓ જે કાંઇ આજ્ઞા કરે તે વાર કર્યા વિના ઉઠાવજે. તેમને જોઇએ તે લાવી આપજે. જો તું તેઓને સારી રીતે ખુશી કરીશ તો ભવિષ્યમાં તું ઘણી સુખી થઇશ." આમ કહી તે

માણુસ ત્યાંથી ચાલતો થયો.

તેના ગયા પછી પેલી કૃત્યાએ કિશોરીને પુછ્યું, "છોકરી ! તારે કંઇ જોઇએ છે કે ?"

"ના." કિશોરીએ ટુંકમાં પતાવ્યું.

બુઢ્ઢી બહાર નીકળી અને ઓરડાનું દ્વાર બંધ કરી બહારથી ચાંપ અને તાળું વાસી પોતાના ઓરડામાં જતાં જતાં મનમાં બરબડી કે, 'ભગવાન જાણે કે પાપીયા કૃ...ને આવું પાપકર્મ કરવાનું ચાંથી સુઝતું હશે'' આમ મનમ બોલતી તે તેના ઓરડામાં જતી રહી.

બાપ દિકરી એકલાં પડયાં, બન્નેએ એક બીજાના ગળે વળગી પુષ્કળ રૂદન કર્યું. અંતે હરીહર તેની પ્યારી પુત્રીને આશ્વાસન આપી જમીન ઉપર આડો થયો. વૃદ્ધ વયમાં આ આવી પડેલા દુઃખથી અને ઉજાગરાથી તેની આંખ મળી ગઇ.

કિશોરીને ઘણીવાર સુધી ઉંઘ આવી નહિ. તે અનેક પ્રકારના વિચારોને મનમાં સ્થાન આપવા લાગી કે, "અમે પકડી અહિં રાખનાર કોણ હશે ગરીબ બિચારા ખોડાયાનું શું થયું હશે ? અરેરે ! મારા કુન્જને અમારી દશાની ખબર પડતાં તેની શું સ્થિતિ થશે !" આવા આવા વિચારથી તે ગરીબ બાળા ગભરાઇ ગઇ. આ ભયંકર સ્થાનના વિચાર કરતાં તે ધ્રૂજી ઉઠી અને આખરે અબળાનું નિર્બળ હૃદય ભયથી ચમકયું. તેણે પલંગમાં પડતું નાખી અત્યંત આક્રંદ કર્યું અને અંતે થાકી કંટાળી નિદ્રાના ઘેરવાથી તે પણ નિદ્રાધિન થઇ ગઇ.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

### " બ્રહ્મહત્યા. "

સૂર્યોદય થવાની તૈયારી હતી. નવાનગરમાં લોકોનો અવર જવર ધીમે ધીમે વધતો હતો. પવન મંદ મંદ વ્હાનો હતો, શિયાળાના દિવસો હોવાથી સ્નાનાર્થે જતા લોકો શરીર ઉપર કામળા ઓઢી સરિતા તરફ ચાલ્યા જતા હતા. કેટલાક લોકો ઓટલા ઉપર બેસી દાતણ કરતા હતા, તો કોઇક પથારીમાં બેઠા બેઠા પ્રભાતીયાંના સૂર કાઢતા હતા, કોઇકના ઘરમાંથી ઘંટીના ઘોર, તો કોઇકના ઘરમાંથી બાળકોના રડવાના અવાજ સંભળાતા હતા.

આવા રમણિય પ્રભાતના પ્રથમ પ્રહરમાં નવાનગરનો નવો ઠાકોર કૃષ્ણલાલ સ્નાનાદિક કાર્યથી પરવારી સુંદર વસ્ત્રાભુષણ ધારણ કરી તેના મકાનના ઝરૂખામાં કોઇકના આવવાની રાહ જોતો આમ તેમ આંટા મારી રહ્યો હતો.

એવામાં સામેથી કરૂણાશંકર અને એક બીજો સરદાર ત્યાં આવતા જણાયા.

તેમને જોઇ કૃષ્ણલાલ આનંદ પામ્યો, અને નીચે ઉતરી દારમાંજ કરૂણાશંકરને મળ્યો. ત્રણે જણા અંદર આવ્યા. દિવાનખાનામાં આવી એક ખુરશી પર બેસતાં કૃષ્ણલાલે પૂછ્યું, " કાં કરૂણાશંકર ! સિંહ કે શિયાળ ?"

" આ કરૂણાશંકર ધારેલા કામને પૂરૂં કર્યા વિના રહે કે ! ઠાકોર સાહેબ! શીકારને સપડાવી લાવ્યા છીએ, બસ હવે તો લાવો સો સોના મ્હારોનું ઇનામ!" કરૂણાશંકરે કહ્યું.

" શું ખરૂં કહે છે ? કિશોરી આપણા હાથમાં આવી ગઇ ?" આનંદ પામતાં કૃષ્ણલાલે પૂછ્યું.

" અરે મારા મહેરબાન ! કિશોરી તો કયારનીએ હાથમાં આવી ગઇ છે, અને આપણા પેલા પુરાણા મહેલના શણગારેલા ઓરડામાં આપની આતુરતાથી રાહ જોઇ બેસી રહી છે. " કરૂણાશંકરે કહ્યું.

" શાબાશ, મિત્ર શાબાશ, ત્હેં આજે એક ખરા મિત્રનીજ ગરજ સારી છે." કૃષ્ણલાલે કહ્યું.

" ગરજનું કરજ સો સોના મ્હોર આપી પતાવો કે જેથી આનાથી પણ મોટાં કામ કરવાની હિંમત આવે. " કરૂણાશંકરે કહ્યું.

" અરે જયોતિષોપાધ્યાયક ! તમારા બોલવાના ભાવાર્થની મને સમજ પડતી નથી, મારી મશ્કરી તો કરતા નથી ને ? " પુનઃ કૃષ્ણલાલે પૃછયું.

" જાઓ રે મારા મહેરબાન ! આ શું બોલો છો ? આપને કોઇ દિવસ પણ જુઠું કહ્યું છે ? " કરૂણાશંકરે કહ્યું.

" એમ ! તો લ્યો આ તમારૂં ઇનામ ?" કહી કૃષ્ણલાલે ગળામાંથી સોનાનો કંઠો કાઢી તેને આપ્યો.

કરૂણાશંકર ખુશી થયો, તેણે કિશોરીને લાવવા સંબંધી સર્વ હકીકત કૃષ્ણલાલને અથઇતિ કહી સંભળાવી.

કૃષ્ણલાલના આનંદનો પાર રહ્યો નહિ. તેણે કરૂણાશંકરના

કાનમાં કંઇક ખાનગી સુચના કરી રત્નનગર તરફ પ્રધાન રાયમલની પાસે જવાને રવાના કર્યો. તેના ગયા પછી તેણે પોતાનો ઘોડો તૈયાર કરાવ્યો. નોકર ઘોડાને તૈયાર કરી લાવ્યો. કુટિલ કૃષ્ણુલાલ આનંદના આવેશથી ઘોડેસ્વાર થઇ ભાગેલા કિલ્લા તરફ રવાના થયો. અશ્વને ઉપરાસાપરી ચાબુકોના સપાટા લગાવી પૂરપાટ દોડાવતો કૃષ્ણુલાલ દસેક વાગ્યાના સુમારે કિલ્લાની સમિપ આવી પહોંચ્યો. બાદ દરવાનને અશ્વ સોંપી તે અંદર ચાલ્યો, અને પ્રથમ પેલી નાથી ડોસીને મળવા તેના ઓરડા તરફ ગયો.

વાંચકો! કૃષ્ણુલાલ કિશોરીના ઓરડામાં આવે તે પહેલાં ચાલો આપણે જોઇએ કે કિશોરી અને તેનો વૃદ્ધ પિતા અંદર શું કરે છે.

હરીહર આ વખતે મ્લાન વદને મહાન ચિંતામાં ગરકાવ થઇ લમણે હાથ ટેકવીને બેઠો હતો. તેની પાસે બેઠેલી કિશોરી વૃદ્ધ પિતાને શાન્તિ સુચક શબ્દોથી આશ્વાસન આપતી હતી. તે વારંવાર નિશ્વાસ નાખી મનમાં બોલતી હતી કેઃ–"હા, પ્રભો! અમારી આ શું દશા! કયાં વહાલો કુન્જવિહારી અને કયાં આ કિલ્લો! હર, હર, વિશ્વંભરા! એકદમ આવું કારમું કષ્ટ અમારી ઉપર શું કારણથી પડયું હશે? કહ્યું છે કે દુઃખમાં ધિરજ ધરવાથી અંતે સુખ પ્રાપ્ત થાય છે, માટે મારે પણ હિંમત રાખી જોવું કે હવે ભવિષ્યમાં શું થાય છે."

કિશોરી શાન્ત થઇ, તેની પાસેના ઓરડામાં કોઇક ધીમેથી વાત કરતું હોય એમ જણાયું. કિશોરી કાન માંડી અંદર થની વાતો સાંભળવા લાગી, પરંતુ તે કંઇપણ સાંભળી શકી નહિ. કારણ કે વાતો કરનાર ઘણુંજ ધીમેથી વાતો કરતાં હતાં. આથી થાકી કિશોરી પુનઃ

હરીહરરાયની પાસે આવી બેઠી.

તે પછી થોડીજ વારમાં અંદરના ઓરડાનું બારણું ઉઘાડી કોઇક અંદર આવતું જણાયું. બન્નેજણાં ચમકીને આવનાર તરફ આતુરતાથી જોઇ રહ્યાં. આવનાર માણસને નજીક આવતાંજ કિશોરીએ ઓળખી લીધો, અને આનંદ પામી તેના પિતા પ્રત્યે કહેવા લાગી, “ પિતાજી ! ભય પામશો નહિ. પ્રભુ આપણી ઉપર કોપ્યો નથી, પણ તે દયાળુએ દયા કરી આપણને મદદ મોકલી આપી છે. બાપુ ! જુઓ, આવનારની સામે નજર કરી તેને ઓળખો કે તે કોણ છે ? પિતાજી ! આવનાર આપણા માનવંતા ઠાકોર કૃષ્ણલાલ છે, કે જેમણે મને કિંમતી હાર આપ્યો હતો. તેમને ખબર પડી હોવાથીજ તે આપણી મદદે આવ્યા હશે.” કિશોરી બોલી રહી કે તરત કૃષ્ણલાલ ત્યાંથી આવી હાથ લાંબો કરી કહેવા લાગ્યો, “ રાયજી સાહેબ ! ગભરાશો નહિ હાં, તમારી વાત સાંભળીનેજ હું અહિં આવ્યો છું. જ્યાં સુધી આ કૃષ્ણલાલની વીરહાક વાગે છે, ત્યાં સુધી તમારા એક વાળને પણ ઇજા પહોંચાડવાને કોઇ સામર્થ્યવાન થશે નહિ. તમે મારા મિત્ર કુન્જવિહારીના સંબંધી થયા અને તેથી હુ મારા પોતાનાજ સંબંધી થયા સમજું છું. ”

“ આપનો ઉપકાર માનું છું. ” કહી હરીહરરાય કિશોરી પ્રત્યે કહેવા લાગ્યો. “ બહેન ! નામદાર ઠાકોર સાહેબ આપણને દુઃખથી મુક્ત કરવાને પધાર્યા છે, તો ઉઠ, ઉભી થા, અને આ સામે જણાતા હાટીયામાં પડેલી કંકુની કંકાવટી લઇ તેમને ચાંલ્લો કરી શુભાશિર્વાદ દે. ”

કિશોરી ઉભી થઇ અને હાટીયામાંથી કંકાવટી લેઇ કૃષ્ણલાલને ચાંલ્લો કરવા તેની નજીક ગઇ.

તેને ચાંલ્લો કરવા આવેલી જાણી કામાંધ કૃષ્ણલાલે મુખ બીજી બાજુએ ફેરવી દીધું. ભોળી કિશોરી બીજી બાજુએ ફરી તેને ચાંલ્લો કરવાનો પ્રયત્ન કરવા લાગી, પણ મૂર્ખ કૃષ્ણલાલે ચારે દિશાએ મુખ ફેરવી તેને ચાંલ્લો કરવા દીધો નહિ.

ચતુર કિશોરી તેની વિકારવશ આંખ્યો નિહાળી તરત ચેતી ગઇ; ને મનમાં વિચારવા લાગી કે, કૃષ્ણલાલ દુઃખ મૂક્ત કરવા આવ્યો નથી પણ તેની કુટિલ કામના પૂર્ણ કરવાને આવ્યો હોય એમ જણાય છે પ્રભો! પ્રભો! આ કેવું ધર્મ સંકટ! આ ગરીબ બ્રાહ્મણ કન્યા તેને પિતા તુલ્ય માની શુભાશિર્વાદ દેવા ઇચ્છે છે ત્યારે આ પાપી ઠાકોર વિષયાંધ થઈ ચારે દિશાએ તેનું મુખ ફેરવે છે, બસ એથીજ સિદ્ધ થાય છે કે તે પોતે ફરતો નથી પણ તેનો કાળજ તેને ફેરવે છે. અરે હા; પણ હવે મારે મરવું શું? આ કંકુમાં બોળેલી આંગળીનો ડામ મારે કોના કપાળમાં જઇ કરવો?" આમ મનમાં શોચતી કિશોરી કંકાવટીને હાડીયામાં પાછી મુકી એક બાજુએ જઈ ઉભી રહી.

"ઠાકોર સાહેબ! ચાંલ્લો કરતાં મુખ કેમ ફેરવી લ્યો છો?" હરીહરે પૂછ્યું.

"હજી સુધી મ્હેં સ્નાન કર્યું નથી. સ્નાન વિના ચાંલ્લો શોભે નહિ. રાયજી સાહેબ! ખોટું લગાડશો નહિ. હુતો તમને મારા પોતાનાજ સંબંધી સમાન સમજું છું." કૃષ્ણલાલે કપટથી કહ્યું.

"આવી મહેરબાની સદાકાળ નિભાવશો તો મહાન ઉપકાર

થશે. " હરીહરે કહ્યું.

કૃષ્ણુલાલ—મહેરબાની વધારવી કે ઘટાડવી તે તમારાજ હાથમાં છે ?

હરીહર—એટલે ! ઠાકોર સાહેબ ! આપ કંઇક દ્વીઅર્થી બોલતા હો એમ સમજાય છે. માટે જો સ્પષ્ટ શબ્દોમાં ખુલાસો કરવા કૃપા કરશો તો ઉપકાર થશે.

કૃષ્ણુલાલઃ—રાયજી સાહેબ ! ઉપકારની આવશ્યકતા નથી. સાંભળો જાણે કે હું એમ કહેવાને માગું છું કે તમે તમારી કિશોરીનો વિવાહ કુન્જવિહારીની સાથે કર્યો તે મને યોગ્ય લાગતું નથી. કિશોરી ! એક ગરીબના ઘરમાં જવાને બદલે, કોઇ શ્રીમાનના મહેલને શોભાવવા લાયક છે. માટે કિશોરીનો વિવાહ કુન્જની સાથેથી તોડી મારી સાથે સાંધો, કે જેથી તમને ભવિષ્યમાં કોઇ પણ પ્રકારની ન્યુનતા રહેશે નહિ. તમે સર્વ પ્રકારે સુખી થશો.

હરીહરને માથે જાણે પ્હાડ તૂટી પડયો હોય એમ થયું; તેણે થોડીકવાર સૂધી કંઇક વિચાર કર્યો પછી તિરસ્કાર ભરી દ્રષ્ટિએ કૃષ્ણુલાલ સામે જોઇ કહ્યું, " સમજ્યો, ઠાકોર સાહેબ ! હું સઘળું રહષ્ય પૂરેપૂરૂં સમજી ગયો. નવાનગરના ઠાકોર ! હવેજ મને સમજ પડે છે કે, આ અંધારા ઓરડામાં પૂરાવાનું કારણુ તમારા મનનો દુષ્ટ ભાવાર્થ હોવો જોઇએ. ઠાકોર ! હદ થાય છે, વિશુદ્ધ વંશને લાન્છન લાગે છે; માટે બોલતાં વિચાર કરો. "

કૃષ્ણુલાલઃ—રાયજી ! શાન્ત થાઓ. એકદમ અકળાઇ જાવ નહિ. તમને અહિં રાખવામાં આવ્યાં છે, તેમાં તમારૂં ઘણું હિત

સમાયેલું છે, અહિંયાં દુઃખ અને સુખ બન્ને છે. મારૂં કહેવું કબુલ કરશો તો સ્વર્ગ સમાન સુખ ભોગવશો, અને ના કહેશો તો આ અંધારા ઓરડામાં જીવન પર્યંત પૂરાઇ આખરે મૃત્યુને શરણુ થશો. માટે ઉંડો વિચાર કરી મારા કહેવા પ્રમાણે કરવા તૈયાર થાવ ?

હરીહરઃ—કૃષ્ણુલાલ ! મારી કિશોરીનો વિવાહ હું તમારા દેખતાંજ કરી ચુકયો છું. તે માંગલિક પ્રસંગમાં તમે પણુ હાજર હતા, છતાં તમે અત્યારે આવી રીતે શામાટે કહો છો ?

કૃષ્ણુલાલઃ—તમારી કરેલી ભૂલ હું હવે સુધારવા ચાહું છું. તમે તેની સાથે વિવાહ કરી મોટી ભૂલ કરેલી છે. માટે તે થયેલી ભૂલ સુધારો. કુન્જનો વિવાહ ફોક કરો અને તેના બદલામાં આ કૃષ્ણુલાલને પસંદ કરો.

હરીહરઃ—ઓ કૃષ્ણુલાલ ! હું આ શું સાંભળું છું ? અરે તું તેજ કૃષ્ણુલાલ કે જે કુન્જવિહારીના મકાનમાં વાર્તાલાપ કરતો હતો ! તે તું કે કોઇ બીજો ? ના. ના, એ તુંજ હતો. કૃષ્ણુલાલ ! તું જાણે છે કે હું ઉચ્ચ કુળનો બ્રાહ્મણુ છું, તેથી હું કરેલો વિવાહ તોડવાને લાચાર છું. કૃષ્ણુલાલ ! તું ક્ષત્રિય અને હું બ્રાહ્મણ ! બન્નેનો સંબંધ કદાપિ થાય નહિ. તારામાં અને અમારામાં આસમાન જમીનનો ફેર છે. ઠાકોર ! આ વખતનાં તારાં વાકયો એક હલકા માણુસના મુખમાંથી નીકળતા શબ્દો સમાન છે. જે કુન્જવિહારી તારો પરમપ્રિય મિત્ર થાય, તેથી થનાર પત્ની ઉપર તરાપ મારવા તૈયાર થયેલા અંધ ઠાકોર ! તારાથી આ અન્યાય થાય છે. તું શાસ્ત્રના સિદ્ધાંતોને ધુળમાં મેળવે છે. યુવાની દિવાની છે. માટે સમજુ થા અને આવી ઉદ્ધતાઇનો

ત્યાગ કરી અમને અહિંથી વિદાય કરી દે. ઇશ્વર તારૂં ભલું કરશે.

કૃષ્ણલાલઃ—ડોસા! જેમ જેમ હું નથી બોલતો તેમ તેમ તું વધારે બોલતો જાય છે કે? યાદ રાખ કે તારા મુખમાંથી નીકળતા શબ્દો તારી ભાવીની વિપત્તિમાં ઘણો વધારો કરી રહ્યા છે. બુઢ્ઢા! ઉદ્ધતાઇ તારી છે કે મારી તેનો તુંજ વિચાર કરી જો. હું કહું છું કે આ કિશોરીનો હાથ મારા હાથમાં સોંપી સુખેથી તારા ગામ તરફ રવાને થઇ જા?

હરીહરઃ—આ આસમાન અને જમીન એક થશે તોપણ મારાથી કદાપિ એમ નહિ બનશે. ક્રૂર કૃષ્ણલાલ! તું અમને દુઃખના ડુંગર તળે દાટીશ, રીબાવીશ અને છેવટે આ નાશવંત શરીરનો પણ નાશ કરીશ, તો પણ તે સઘળું હું હસ્તે મુખડે સહન કરીશ, પરંતુ કદાપિકાળે તારી નીચ માગણીનો સ્વિકાર કરનાર નથી તે નથી. પાપાત્મા! જેમ જેમ હું તારી સાથે માનપૂર્વક વર્તું છું તેમ તેમ તું વધારે કઠોર થતો જાય છે. બસ હવે સમજજે કે આ ડોસો તેના વિચારથી ડગનાર નથી. તારાથી થાય એ કરી લે.

કૃષ્ણલાલ—બુઢ્ઢા! સમજ, પાછળથી પસ્તાવું પડશે. તું એક ઠાકોરનું અપમાન કરી માથે મ્હોત માગી લે છે?

હરીહર;—જો તું પણ મારી સાથે યોગ્ય વર્તણુંકથી વર્ત્યો હોત; તો હું પણ તારી સાથે માનપૂર્વક વર્ત્યો હોત. ત્હેં ન્યાયથી મને પૂછ્યું હોત, તો તારા જવાબ હું ન્યાયથી આપત. દુષ્ટ ઠાકોર! ત્હેં અન્યાય કરી અયોગ્ય માગણી કરી છે, તે તારી દુષ્ટ માગણીથીજ તારૂં અપમાન થાય છે. આ હરીહર મૃત્યુથી બ્હીતો નથી, અને મૃત્યુ

શું ચીજ છે તે પણ જાણતો નથી.

કૃષ્ણલાલ—તું નહિ ઓળખતો હોય તો હું તને અવશ્ય તેની સાથે ઓળખાણ કરાવી આપીશ. બુઢ્ઢા ! જીવવું હોય તો મારી ઇચ્છાને આધિન થા, નહિ તો તારે મારા ભયંકર ક્રોધનો ભોગ થઇ મરણને મળવું પડશે,

હરીહર—પામર પશુ ! મ્હેં તને એક વખત કહી દીધું કે મારા વિચાર કદાપ ફરનાર નથી. વારંવાર શું પૂછે છે ?

કૃષ્ણલાલ—વિચાર ફેરવ, નહિ તો પરિણામ વિપરીત આવશે ?

હરીહર—ફિકર નહિ, પરિણામ વિપરીત આવશે તો આ અન્યાયી અવનિમાંથી વિદાય થઇ કિરતારના દરબારમાં તેમની પાસે જવાશે, અને તારા જેવા કુટિલ કાગડાઓના કુકર્મોની ફરીયાદ તેના ન્યાયના દરબારમાં દાખલ કરાશે.

કૃષ્ણલાલ—ઓફ ! આ ભયંકર અપમાન ! બુઢ્ઢા ! હવે તારૂં આવી બન્યું છે, છતાં દયાથી એક વખત ફરીથી પૂછું છું કે તું શું જવાબ આપે છે ?

હરીહરઃ—તારી આશા નિરર્થક છે. વિષયાંધ થયેલા દુષ્ટ ! લગીર તો વિચાર કરી જો કે હું આ કોની માંગણી કરૂં છું ? અરે મુર્ખના શીરોમણિ ! સાંભળ, જેમ મિષ્ટ પદાર્થોનું પ્રાસન્ન કર્યું હોય, પરંતુ વમન થયા પછી તેના સામે પણ જોવાતું નથી તેમ તું ગમે એવો ગુણવાન, રૂપવાન, અને આખી પૃથ્વીનો બળવાન ઠાકોર હોય પણ હવેથી તું મારા મનથી એક હલકામાં હલકો નીચ નરાધમ નરપશુ છે.

" ઓહ્ ! હવે આ સહન થશે નહિ. બુઢ્ઢા ! થા હવે તૈયાર."

કહી કૃષ્ણુલાલે છલંગ મારી હરીહરને નીચે જમીન પર નાખી દીધો.

મૃત્યુ પાસે છે ધારી હરીહર બૂમ પાડી ઉઠયો, “ સબુર, થોડી વાર સબુર કર. ” કહી હરીહરરાય પાસે ઉભેલી ધ્રુજતી કિશોરીને દયાદ્ર નેત્રે જોઇ કહેવા લાગ્યો, “ બેટા કિશોરી ! હું તારાથી સદાને માટે વિદાય થાઉં છું. દિકરા ! દુ:ખથી ગભરાઇશ નહિ. મને તારી સંપૂર્ણ ખાત્રી છે કે તારી ઉપર દારૂણ દુ:ખ તૂટી પડશે તો પણ તું તારા ધર્મથી ચળીત થઇશ. નહિ. તે જાણવા છતાં પણ માર અંતિમ વખતના બે બોલ ધ્યાનપૂર્વક સાંભળી લે. બેટા ! આ શરીર નાશવંત છે, જ્યારે ત્યારે ખાલી ખોખું માટીમાં મળવાનું છે. માટે તેની ઉપર પડતાં દુ:ખોથી કંટાળી ક્ષણિક સુખનો સ્વિકાર કરીશ નહિ. ધર્મ ભ્રષ્ટ થવાનો સમય આવે તો સુખેથી પ્રાણનું વિસર્જન કરજે, પણ દુ:ખથી ગભરાઇ મોહ વશ થઇ કુળને કલંક લગાડીશ નહિ. પુત્રી ! આ વાકયો સ્મરણમાં રાખજે, અને દુ:ખમાં શ્રી ભગવાનને સંભારજે. કિશોરી ! મારા મૃત્યુ પછી આ પાપી તને સંતાપશે, તે તને અત્યંત દુ:ખ દેશે, પણ તે સઘળું તું સહન કરજે, દિકરા ! પ્રથમ તો તારે ઘણું સહન કરવું પડશે, પણ અંતે તને અધિક સુખ પ્રાપ્ત થશે એ નક્કી યાદ રાખજે. કિશોરી ! હું જઉં છું. હું આ લંપટ, દુષ્ટ, ખૂની કુકર્મીના હાથે મરણને શરણ થાઉં છું. તું ગભરાઇશ નહિ......”

“ ચૂપ થા શયતાન ! ” કહી કૃષ્ણુલાલ ક્રોધાકાન્ત થઇ પુન: બોલી ઉઠયો:–“ આ નવાનગરના માનવંતા ઠાકોરનું અપમાન કરનાર, બુઢ્ઢા ! ચાલ થઇ જા હવે આ કટારનો શીકાર. ” કહી પાપાત્મા કૃષ્ણુલાલે કંઇ પણ વિચાર નહિ કરતાં હરીહરરાયના હૃદયમાં કટાર

ઝુલાવી દીધી. દુષ્ટે બ્રહ્મહત્યા કરી. લોહીનો ધોધ નીકળ્યો ઝીણી ચીસ પાડી વૃદ્ધ હરીહર તરફડવા લાગ્યો. કૃષ્ણલાલ વિકાળ નજરે જોઇ રહ્યો.

પિતાની દશા જોતાં જ સમસ્ત શરીરે કંપતી કિશોરી ભયંકર ચીસ પાડી બોલી કે, " ઓ...ઘોર...ઘાતકી...પાતકી...પામર...પશુ! શું ત્હેં બ્રહ્મહત્યા કરી? આનો બદલો તને જરૂર ઇશ્વર આપશે... હા, પિતા, વ્હાલા પિતા." આમ બોલતી કિશોરી પિતાના શરીર પર પડી કરૂણ કલ્પાંત કરવા લાગી.

હરીહરની છેલ્લી ઘડી ચાલતી હતી. તેણે કિશોરીના માથે હાથ મુકી સ્વર્ગમાં પ્રયાણ કર્યું. કિશોરી આર્તનાદે કલ્પાંત કરવા લાગી.

અંતે એ સુકોમળ બાળા પિતાની દશા જોઇ ભયથી છળી ગઇ. તેનું માથું ભમવા લાગ્યું. આંખે અંધારાં વળ્યાં. મુખથી કારમી ચીસ નીકળી ગઇ. અંતે પવનના સપાટાથી વૃક્ષ જેમ જમીન ઉપર તૂટી પડે એવી રીતે કિશોરી ચીસ પાડી પિતાના રક્તના પ્રવાહમાં ઢળી પડી.

આવો મામલો જોઇ કૃષ્ણલાલ કંપ્યો. કરેલા સાહસને મટો પશ્ચાતાપ થયો. પણ હવે શું કામનું? તેણે બૂમ મારી ચાર સેવકોને બોલાવ્યા. આજ્ઞાંકિત સેવકો ત્યાં આવી ઉભા રહ્યા. તેમાંના બેને કિશોરીને ત્યાંથી લઇ જઇ કિલ્લામાં આવેલા એક ખંડેરના ખુલ્લા ચોગાનમાં આવેલી એક ઓરડીમાં રાખવાનું કહ્યું. બન્ને જણા બેશુદ્ધ કિશોરીને ત્યાં ઉંચકી લઇ ગયા.

કિશોરીને ઉપાડી ગયા પછી કૃષ્ણલાલે ત્યાં ઉભા રહેલા બે

સેવકોને હરીહરરાયના શબની વ્યવસ્થા કરવાનું કામ સોંપી ત્યાંથી પ્રયાણ કર્યું. દરવાજાની આગળ રાખેલા અશ્વ ઉપર સ્વાર થઇ તે નવાનગર તરફ રવાને થઇ ગયો.

વાંચકો ! ચાલો હવે આપણે રત્નનગર નામના મોટા નગર તરફ જઇએ, અને ત્યાં શું થાય છે એ જાણીએ.



## પ્રકરણ ૭ મું.

### " પ્રેમી યુગલ. "



મુખદાયિની પવિત્ર રત્નવતી સરિતાના કિનારે રત્નપુર નામનું આવેલું હતું. તે નગરના મધ્ય ભાગમાં ત્યાંના મહારાજા ચંદ્રશેખરનો વિશાળ અને નેત્રને આકર્ષક રાજ્યમહેલ આવી રહ્યો હતો. રાજા ધર્મપરાયણ, પ્રજાવત્સલ હોવાથો પ્રજા આનંદમાં દિવસો નિર્ગમન કરતી હતી. રાજાને સંતાનમાં પુત્ર રત્ન હતું કુમારનું નામ સરોજ-કુમાર હતું. તેની માતા બાલ્યાવસ્થામાંજ પંચતત્વને પામી હતી. પિતાની કાળજીથી સરોજકુમાર સોળ વર્ષનો થતાં તો સર્વ શાસ્ત્ર સંપન્ન થયો હતો, તેમ જ ક્ષત્રિયોને ઉચિત શસ્ત્ર અસ્ત્ર વિદ્યાનું પણ સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરી લીધું હતું.

મધ્યાન્હના સખ્ત તાપથી સરોજકુમાર તેના સુશોભિત દિવાનખાનામાં એક સુવર્ણ મઢેલા પલંગ પર નિદ્રાધીન થયો હતો. તેને નિદ્રાવશ થયે થોડોક સમય થયો હશે, એવામાં તેના દિવાનખાનાનું દ્વાર ઉઘાડી એક અનુપમ રૂપવાન બાળા કે જેની ઉમ્મર ભાગ્યેજ પંદર વર્ષની હશે, તેવી નિર્દોષ સુકુમારી બાળા ત્યાં આવી અને દિવાનખાનાનું અવલોકન કરતી ધીમે પગલે કુમારના પલંગ પાસે આવીને તેનું મુખ એકાગ્રતાથી નિહાળવા લાગી. કુમારનું ગૌર મનોહર વદન ઘણીવાર સુધીનિહાળી તે લલીત બાળા મનમાંજ ગણગણવા

કે, અરે મારા મનમાં આજે શું થાય છે? મનમાં કંઇક સમજાય ન સમજાય એમ થયા કરે છે. આ મારા બાળ સ્નેહિની સાથે જો કે હું આજપર્યંત આટલી ઉમ્મર થતાં સુધી રમી છું છતાં કોણ જાણે કે શાથી આજે તેની પાસે જતાં શરમ મને સતાવે છે? તેને જોતાં મારૂં આખું અંગ ધ્રુજે છે. તેનું વદનકમળ જોઇ હું પરવશ બની જાઉં છું. અહા ! કેવું મનહર મધુરૂંવદન ?વાહ સરોજકુમાર વાહ ! તારા પ્રકાશમય તેજથી હું અંજાઇ જાઉં છું. અહા !

શીતળ ચંદ્ર જેવું, વદન કાન્તિમાન,
નયન મીચી લે તું, શાન્તિથી વિરામ;
જાણે જઇ ભેટું એવા ઉમળકા આવે છે,
બોલું કંઇ બોલું ત્યાં તો, શરમ સતાવે છે·
કાંઇ કાંઇ અંતર થાય થાય થાય ના સેવાય—શીતળ.

* * *

ચાલુ ત્યાંતો ચરણો, અન્યો અન્ય અથડાયે છે.
લાગી લાગી અંતર લ્હાય લ્હાય લ્હાય ના સેવાય—શીતળ

× × × ×

જાગોજી જાગો વ્હાલા, નિદ્રા વિસારી દો,
રાગી થઇ ત્યાગી વ્હાલા ત્યાગી સમાધિ ઘો,
લળી લળી લાગું પાય પાય પાય ઢોળું વાય—શીતળ.

સરસ્વતિચંદ્ર.

પ્રેમ પીડાથી પ્રેમઘેલી થએલી સરલા આંખ્યો બંધ કરી થોડીક વાર શાન્ત થઇ ઉભી રહી પણ તેની શાન્તિ વધારે સમય ટકી શકી નહિ. તેનાં નેત્રો ઉઘડી ગયાં. તેણે આંખ્યોને ખેંચી લેવા ઘણોયે પ્રયત્ન કર્યો પણ તેનાં હઠીલાં નયનો સરોજકુમારના કાન્તિવાન વદનને નિહાળી રહ્યાં.

આ સમયે સરોજકુમાર ગાઢ નિદ્રાને આધીન થયેલો હતો. સખ્ત ગરમીથી તેના વિશાળ લલાટ પર પરસેવાનાં આછાં આછાં બિન્દુઓ બાઝયાં હતાં.

તે જોઇ તુર્તજ એ કોમળાંગી કન્યા તેના પલંગ પાસે આવી નીચે પડેલા પંખાથી પવન ઢોળતી અને બીજા હાથથી પોતાની પાસે રાખેલા સુગંધયુક્ત રૂમાલથી રાજકુમારના કપાળ પર વળેલો પસીનો લુછવા લાગી.

મુખ પર ફરતા સુગંધમય રૂમાલની સાથે કમળપત્ર સમાન કોમળ કરસ્પર્શથી અને પંખાના શીતળ સુખદાયક પવનથી અલ્પ સમયમાં સરોજકુમાર જાગ્રત થયો અને જુએ છે તો સુંદર બાળાને પોતાને સુખકારક લાગતા ઉદ્યોગમાં પ્રવર્ત થયેલી જોઇ. તેનું કાર્ય વિહાળી કુમારે સ્મિત હાસ્ય કરી પૂછ્યું, “ સરલે ! આ શું ! ”

" બાળસ્નેહિ સરોજકુમારને શાન્તિદાયક સમિર ઢોળું છું" સરલાએ શરમાતા વદને જવાબ આપ્યો,

" અરે વારે મારી સરલા ! પણ હવે કહે વારૂ કે હું તને પ્રિયતમે કહું કે પ્રાણવલ્લભા કહું ?" સરોજે હસતે વદને પ્રશ્ન કર્યો.

" નાજી હજી જ્યાં સુધી બ્રાહ્મણ અને અગ્નિ સાક્ષીથી મારા પિતાશ્રીએ આપણને લગ્નની ગ્રંથીથી જોડયાં નથી ત્યાં સુધી તમારાથી એવાં ઉપનામોથી મને ના બોલાવાય સમજ્યા શાણા સરોજકુમાર? "

" ત્યારે મારી સરલાને વ્હાલી કહીને બોલાવું તો ?"

" જાઓ, જાઓ, એવું બોલતાં શરમાતા નથી ? જો હવેથી એવું કહેશો તો ક્ષણવાર પણ આંહ નહિ રોકાઉં ! જુઓ હું તો આ ચાલી " કહી સરલા ત્યાંથી જવા લાગી.

તેને જતી જોઇ તુર્તજ સરોજકુમાર ઉભો થઇ તેની પાસે દોડી તેનો હાથ પકડી દિવાનખાનામાં પાછી ખેચી લાવતાં બોલ્યો, સરલા ! આમ શાને રીસાય છે ? હજી તું આવીને આવી કયાં સુધી રહીશ ?આપણે સાથે રમેલાં જમેલાં ને આટલાં મોટાં થએલાં અને હવે તું આમ મારાથી વારે વારે રીસાય તે શું સારૂં કહેમાય ?"

" સરોજકુમાર ! ત્યારે તમારાથી પરણ્યા પહેલા મને વ્હાલી અને પ્રિયતમા પણ કયમ કહેવાય ?"

" ચાલ હવે હું તને એમ નહિ કહુ, પણ જ્યારે પંદરમે દિવસે આપણે લગ્નથી જોડાઇશું, ત્યારે તો તને મારી પ્રિયયમા કહીનેબોલાવું કે નહિ ?"

" હાજી, પછી તો હું પણ તમને મારા પ્રિયતમજી કહિનેજ

બોલાવીશ...પણ...... ”

“ શું છે સરલા ! વાત કરતાં કેમ અચકાય છે ? ”

“ કાંઇ નહિ એતો સ્હેજ ”

“ સરલે ! તને મારા સોગન છે હૃદયની સત્ય વાત જાહેર કર ?”

“ હું શું જણાવું ? તમે જાણો તો છો કે પેલો દુષ્ટ કૃષ્ણલાલ મને નાહકનો ભય દેખાડયા કરે છે કુમાર ! જ્યારથી મારા પિતાશ્રીએ તે દુષ્ટને સ્પષ્ટ ના પાડી તેને ધિક્કાર્યો છે ત્યારનો એ દુષ્ટ આજકાલ કરતાં ઘણાં દિવસથી મને મેળવવા કંઇ ને કંઈ યુકિતઓ કર્યા કરે છે. ”

“ સરલા ! આજ સુધી હું તો એમ જાણતો હતો કે તેના ગુમ થઇ જવાથી તે મરણને મળી ચુકયો છે હં...વારૂં હાલમાં તેણે કંઇ એવું અઘટિત કાર્ય કર્યું છે કે શું ? ”

“ હા તેણે ગઇ કાલેજ એક ચિઠી મોકલી હતી તેમાં તેણે લખ્યું હતું કે જો તું તારા પતાને સમજાવી મારી સાથે લગ્નથી નહિ જોડાય, તો હું તમારાં લગ્નમાં ભંગ પાડીશ અને તને ગમે તે પ્રકારે ફસાવીશ,”

“ અરે વાહરે ઉઠા ઉગીર કૃષ્ણલાલ ! તેં પણ ખુબ કરી ? સરલે !! તું એવાથી બીલકુલ ગભરાઇશ નહિ. તને ફસાવતાં કયાંક એ ફસાઇ જાય નહિ ! સદા સર્વદા તારૂં રક્ષણ કરવાને હું તૈયાર છું સરલા ! તું જાણે છે કે વનરાજનો ગુમ થયા બાદ ઘણાંએ શ્વાનો ભસી તેમનું શૌર્ય જણાવે છે ! બહાદુર પુરૂષોની પાછળ નિર્બળો વૃથા બકવાદ કરી તેમનું મિથ્યાભિમાનપણું જણાવે છે તેમાંનોજ એ કૃષ્ણલાલ છે તેથી તેનાથી શું થનાર છે ? ”

" હાશ... હવે મને શાન્તિ વળી " કહી સરલા સરોજના કંઠે વળગી પડી.

" સરલા ! આપણે ઉપવનનાં ફરવા જઇશું ? "

" જેવી આપની ઇચ્છા ? "

" તો ચાલો આપણે ત્યાં જઇએ અને ઉપવનમાં ફરી સરિતાના કિનારે બેસી બે ઘડી આનંદ કરીએ. કારણ કે સાંજ પડવા આવી છે, તાપનો ઊકળાટ શાંત થયો છે અને તેથી ત્યાં જઇશું તો શીતળ પવનના સ્પર્શથી આપણાં હૃદય પ્રફુલ્લિત થશે " કહી સરોજકુમારે પહેરાવાળાને બોલાવી ગાડી જોડી લાવવાની આજ્ઞા કરી. થોડા સમયમાં સેવક ગાડી જોડી લાવ્યો. તેની અંદર સરોજ અને સરલા બિરાજ્યાં ગાડી ઉપવનની તરફ જવા પૂરપાટ દોડવા લાગી, જોતતામાં રત્નવતી નદીના કિનારે આવેલા ઉપવન સમિપ ગાડી આવી ઉભી રહી, બંને જણાં ગાડીમાંથી નીચે ઉતરી ગાડીવાનને ત્યાંજ ઉભા રહેવાનું કહી ઉપવનની ગાઢી ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયાં.

---

# પ્રકરણ ૮ મું.

## "સરલા"

રત્ન નગરના મહારાજ ચંદ્રશેખરના દરબારમાં રાયમલ નામનો બુદ્ધિશાળી પ્રધાન હતો જોકે તે પ્રધાન હતો પણ બાલ્યકાળથીજ તે રાજા ચંદ્રશેખરનો પરમપ્રિય મિત્ર થતોહતો મહારાજાએ તેને ઘણાંક ગામો બક્ષિસ કરેલાં હતાં, તેથી તે ઠાકોરના નામથી ઓળખાતો હતો. તેને સંતાનમાં એક પુત્રી રત્ન હતું તેનું નામ સરલાદેવી હતું, તેના સમાન ૨૫ ગુણ સંપન્ન બાળા આખા રત્નપુરમાં પણ નજરે પડતી નહોતી. પિતા અને માતા પાસેથી તેણે ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું હતું. તેનામાં દયા એ મુખ્ય ગુણ હતો ગરીબો તેમજ રોગીયોને જોઇ તેનું હૃદય દયાથી દ્રવતું હતું. તેમને કેવી રીતે સુખી કરાય એવા વિચારથી તે હમેશાં દુ:ખીને સુખી કરવાના પ્રયત્નો કરતી.

રાજા ચંદ્રશેખર હમેશાં મિત્રને મળતો ને તેની સાથે આનંદ યુક્ત વાર્તાલાપ કરતો કોઇ કોઇ વખતે સરોજકુમારે પણ રાયમલને ત્યાં જતો ને સરલાની સાથે રમત ગમત કરતો, નાનપણુથીજ સરોજ અને સરલા સાથે રમતાં જમતા નેઆનંદ કરતાં, દિનપ્રતિદિન એ નિર્દોષ બાળકો એક બીજાને એટલા તો ચ્હાવા લાગ્યાં કે દિવસમાં જો એક વાર તેઓએકબીજાને નામળે તો મનમાં ઘણાં દુ:ખી થત.

આખરે તેમની નિર્દોષ રમત ગમ્મતનો અંત આવ્યો. સરોજ સોળ વર્ષનો યુવાન થયો; સરલા પણ પંદર વર્ષની કન્યા થઇ. બન્ને જો કે એક બીજાને મળતાં, પણ પ્રથમની માફક એક બીજાની સાથે છુટથી વાતચીત કરી શકતાં નહોતાં વાતોમાં ને વાતોમાં બન્ને એક બીજાથી શરમાઇ જતાં. પુત્રી કન્યાવસ્થામાં આવતાં રાયમલ તેના લગ્ન સંબંધનાં વિચારમાં પડયો.

તેના મનમાં સરોજકુમાર સાથે સરલાનો વિવાહ થાય તો ઠીક એમ નિરંતર થયા કરતું હતું. પણ તે રાજકુમાર અને હું એક રંક પ્રધાન તેથી તે બે જણાના સંબંધ કેવી રીતે જોડાઇ શકાય, તેમજ મહારાજાને પણ મારા હૃદયની આવી ઇચ્છા કેવી રીતે જાહેર કરી શકાય! કદાપિ મિત્ર ભાવે વાત કરૂં, ને તેઓ ના કહે તો મારૂં શું ભુષણ રહે? આવા આવા વિચાર કરી આખરે રાયમલ શાન્ત થઇ બેસી રહેતો.

એક સમયે પ્રધાન રાયમલ મહાન વિચારમાં ગમગિન થઇ બેઠો હતો. તેની પાસે તેની સ્ત્રી ઇંદુમુખી બેઠી હતી. તે વારંવાર પતિને તેના વિચાર સંબંધી પ્રશ્ન પુછતી હતી. જવાબમાં રાયમલ ફક્ત એટલુંજ જણાવતો હતો કે હું સરલાના લગ્ન સંબંધી વિચાર કરૂં છું. ઇંદુમુખી તે પછી રાયમલને કંઇક કહેવા જતી હતી એટલામાં તેમના મકાનનું દ્વાર ઉઘાડી એક માણસ અંદર આવ્યો જોતાંજ ઇંદુમુખી અંદર ચાલી ગઇ. આવનાર માણસ રાયમલને નમન કરી તેમની સામે બેઠો. આવનાર માણસ કૃષ્ણલાલનો મિત્ર કરૂણાશંકર હતો. તે જાતનો બ્રાહ્મણ હતો, તેણે ગરીબી હાલતમાંથી

મહા પરાણે સાચાં જુઠાં કરી તેમજ દરબારી નોકરી કરી પાંચ પૈસા એકઠાં કર્યા હતા. કરૂણાશંકર સ્વાથી સાચાં જુઠા કરનારને લોકોને હાજી હા કરી ખુશ રાખનાર હતો. તે સારા માંણુસોના સહવાસમાં આવી; તેમને મીઠા બોલોથી વશ કરી સેવા ચાકરી ઉઠાવી પૈસા મારી ખાતો. સારા માણુસો તેના નરમાશ ભર્યા વાકયોથી ભોળવાઇ તેનામાં તેમનો વિશ્વાસ મુકતાં ને કંઇ લાવવું કરવું હોય તો કરૂણાશંકરને કહેતાં. કરૂણાશંકર દરેક ચીજો લાવી આપતો પણ દલાલી કાઢતાં ચુકતો નહિ. દરબારી નોકરીમાંથી પણ લાગ ફાવે હાથ મારવાનું ભૂલતો નહિ. તે દરબારી કર ઉઘરાવનાર ટોળીનો ઉપરી હતો દરબારી રીત પ્રમાણે જોકે તેને ફક્ત દશજ રૂપિયાનો માસીક પગાર મળતો હતો, તથાપી તે અટ્ટમસટ્ટમ કરીને પગાર ઉપરાંત બમણાં નાણાં પેદા કરતો. પાસે પાંચ પૈસા એકઠા થવાથી તે ઘણોજ ફુલાતો હતો. કહેવત છે કે "ના મળતાને મળ્યું" એ પ્રમાણે પાંચ પચાસ એકઠા થતાં "બે પચાસે બમણાં" એ કહેવત તેણે ખરી પાડી. પાસે પૈસા થતાં તે નોકરી છોડી દઇ નવાનગરમાં કૃષ્ણલાલ પાસે રહેતો હતો. એવા નામધારી પુરૂષ આજે રાયમલની પાસે આવીને બેઠા હતા.

રાયમલે તેને આવવાનું પ્રયોજન પુછ્યું. પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેણે જણાવ્યું કે હું તો આ રસ્તે થઇને જતો હતો. પણ જતાં વિચાર આવ્યો કે લાવ આટલે સુધી આવ્યો છું ત્યારે રાવસાહેબને મળતો જાઉં તેથી આપ સાહેબને સલામ ભરવા આવ્યો છું. પણ આજે રાવસાહેબના મુખપર આનંદ નથી જણાતો તેનુ શું કારણછે ?

"કંઇ નહિ એ તો સ્હેજ" રાયમલે જવાબ આપ્યો.

" અરે ર્‌હેજતે હોય? રાવસાહેબ! હમેશાં મનને આનંદમાં રાખવું. આનંદ એજ પ્રભુ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, સત્ચીદાનંદ પ્રભુ."

" કરૂણાશંકર! હું મારી સરલાના વિચાર કરૂં છું. કારણ કે સરલાને હવે લગ્નથી વિમુખ રાખવી તે હું યોગ્ય ધારતો નથી." રાયમલે જણાવ્યું.

" ખરૂં છે, રાવસાહેબ! હું પણ આપના વિચારને મળતો થાઉં છું. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે બાર વર્ષ ઉપરાંતની બાળા જો કુમારિકા રહે, તો તેના માતપિતાને ડગલે ડગલે મહાપાપ લાગે છે." કહી કરૂણાશંકર રાયમલની સામે જોઇ રહ્યો.

તેનાં વચનોથી રાયમલ પણ થોડી ક્ષણ પર્યંત મૌન રહ્યો, ને આખરે એક દિર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો, " કરૂણાશંકર! હું સર્વત્ર નજર નાખી જોઉં છું પણ મારી સરલાને લાયક કોઇ પણ રાજકુમાર હોય એમ મારી ધ્યાનમાં જણાતું નથી."

" અરે એમતે હોય! શું પૃથ્વી નિઃસંતાન છે? રાવસાહેબ! સરલાબ્હેનને લાયક વર હું બતાવું." કરૂણાશંકર ર્‌હેજ ઉંચા થઇ કહ્યું.

" બતાવો ત્યારે? જો યોગ્ય જણાશે તો તેને માટે વિચાર થશે." રાયમલે કહ્યું.

" આ લ્યો, ત્યારે સાંભળો. આ આપણી પાસે આવેલા નવાનગરના ઠાકોર જસવંતસિંહનો પુત્ર કૃષ્ણલાલ છે. આપ જાણોજ છો કે જસવંતસિંહ થોડુંક થયાં ગુજરી ગયા છે, ને તેથી તેમની સર્વ ઠકરાતનો માલેક એકલો કૃષ્ણલાલજ થયો છે. તે ચોવીસ પચિસ

વર્ષનો રૂપવાન યુવાન છે, બ્હેન સરલા માટે તો તેજ લાયક છે."

"શું નવાનગરનો નવો ઠાકોર કૃષ્ણલાલ?"

"હા નામદાર."

"કરૂણાશંકર! તું અસત્ય વદે છે, મારી સરલાને લાયક તે છેજ નહિ. નવાનગરનું રાજ્ય આપણા તાબે છે. જસવંતસિંહના મૃત્યુ બાદ કૃષ્ણલાલ ઘણોજ દુષ્ટ નીકળ્યો છે એમ મ્હેં સાંભળ્યું છે. તેમજ તે દારૂડીયો, જુગારી અને પરદારા લંપટ છે. તેમાં વળી તેને સદગુણી પત્ની નામે સુકન્યા પણ છે."

"તેમાં શું થઇ ગયું? રાવસાહેબ! કૃષ્ણલાલ સુકન્યાને ચ્હાતો નથી, તે તેને અંતઃકરણથી ધિક્કારે છે, માટે જો સરલા બ્હેનને તેની સાથે પરણાવ્યાં હોય તો સર્વ વાતે સુખી થવાનો સંભવ છે."

"બસ, હવે આ વાતને આટલેથીજ પતાવો. કરૂણાશંકર! હું આજ સુધી એમ સમજતો હતો કે તું એક ગુણવાન અને બુદ્ધિવાન માણસ છે, પણ આજનાં તારાં વાકયોથી તો મને તું કેવળ બુદ્ધિહિન અને નાલાયક માણસ જણાય છે. કરૂણાશંકર! મને લાગે છે કે તે દુષ્ટ કૃષ્ણલાલે તને કંઇક ઇનામ આપવાનું કહીનેજ મારી પાસે મોકલ્યો હશે. આ રાયમલ! સારૂં યા ખોટું ઘણી સારી રીતે સમજી શકે છે. શું ત્હારા જેવા એક નાદાન બુદ્ધિહિનના કહેવાથી હું મ્હારી પ્રાણ સમાન પુત્રીને એક દુષ્ટ વ્યસની માણસની સાથે પરણાવી તેનું જીવન નષ્ટ કરૂં? અરે શું હું તે નરપિશાચની સાથે સરલાનો સંબંધ જોડી તેની પ્રથમની પત્ની શુસીલ સુકન્યાને દુઃખી કરૂં? ના ના, સ્વપ્નાંતરે પણ મારાથી એમ થનાર નથી. અહા!

જે દુષ્ટ માબાપો પોતાની પુત્રીયોના સુખને નહિ જોતાં, તેમજ લાયક વરની પૂર્ણ તપાસ નહિ કરતાં, કેવળ પોતાનોજ સ્વાર્થ સાધવાને ગરીબડી બાળાઓને કોઇ દુષ્ટ લંપટ યા વ્યસનીઓને સ્વાધીન કરે છે, તેવાં માબાપોને અપરંપાર ધિક્કાર છે. કરૂણાશંકર ! જા અત્રેથી એક પળવારનો પણ વિલંબ કર્યા વિના ચાલ્યો જા. હું તારૂં મુખ જોવાને નથી ઇચ્છતો." રાયમલે ગુસ્સે થઇ જણાવ્યું.

"મહેરબાન સાહેબ! આટલા બધા આકળા શા માટે થાવ છો ! હું તો સ્હેજ કહેતો હતો. કરવું યા ન કરવું તે આપનાજ હાથમાં છે. લ્યો, રામ રામ." કરૂણાશંકર વધારે રોકાવું યોગ્ય નાહ ધારી જવાબની રાહ જોયા સિવાય ભયભિત થઇ ત્યાંથી ચાલી નીકળ્યો. બાદ રાયમલ પણ પોતાના કાર્યમાં ગુંથાયો.

દિવસો પર દિવસો જવા લાગ્યા, બાદ કેટલાક દિવસ પછી એક દિવસના સમાયોગે કૃષ્ણુલાલ જાતેજ રાયમલની પાસે આવ્યો, અને આડી અવળી વાતો કરી ઘણીજ નમ્રતાથી તેણે તેમની પાસે સરલાનું માગું કર્યું. રાયમલ તેને સારી રીતે ઓળખતો હોવાથી તેની સાથે વિશેષ વાતચિત નહિ કરતાં તેને સ્પષ્ટ જણાવી દીધું કે, હું તારા જેવા નાલાયક માણસની સાથે મારી સરલાને પરણાવવા નથી ઇચ્છતો રાયમલનાં વચનથી કૃષ્ણુલાલને ઘણો ગુસ્સો ચઢયો, અને પછી ત્યાંથી જતાં જતાં તે બોલ્યો કે:—યાદ રાખજે રાયમલ ! કે આ અપમાનનો બદલો તને કેવી રીતે મળે છે. આમ કહી કૃષ્ણુલાલ ત્યાંથી ચાલ્યો ગયો.

આ વાતને વળી પાછો ઘણો વખત નીકળી ગયો. એવામાં

નવાનગરથી સમાચાર આવ્યા કે ઠાકોર કૃષ્ણલાલ તેના મિત્ર કુન્જ-વિહારી અને તેની પત્નીનું ખુન કરી ગુમ થઇ ગયો. છે. આવા સમાચાર સાંભળી રાયમલ મહારાજાની સંમતિ લઇ ત્યાં ગયો. અને તેનું ગામ ખાલસા કર્યું. નવાનગરમાં રાજા ચંદ્રશેખરે રામસિંહ નામનો વહીવટદાર મૂકયો, અને કૃષ્ણલાલની શોધમા ઘણાં માણસો રોકવામાં આવ્યાં, પણ તેનો પત્તો લાગ્યો નહિ.

બાદ એક દિવસે સમય સાધી રાયમલે પોતાના હૃદયની વાત મહારાજા ચંદ્રશેખરને જાહેર કરી. રાજાએ ઘણાજ આનંદથી પોતાના મિત્રની માગણી સ્વિકારી. લગ્નની ધામધુમ થવા લાગી. સરોજ અને સરલાના હૃદયમાં પણ આનંદ પ્રવાહ વહેવા લાગ્યો, લગ્નનુ મુહુર્ત પંદર દિવસ પછી આવતા એક શુભ દિવસે લેવાયું. તે પહેલાં સર-લાને લઇ માતા ભદ્રકાળીનાં ર્શને બાધા મૂકવા જવાને પ્રધાન કુટુંબ તૈયાર થયું. કારણ કે રાયમલના કુળમાં એવો ધારો હતો કે, માતા ભદ્રકાળીનાં દર્શન પછીજ કન્યાનું લગ્ન કરવામાં આવતું. દેવીનું સ્થાનક રત્નનગરથી વીશ કોસ પર એક પહાડી સ્થાનમાં આવેલું હતું. બીજા દિવેસના પ્રાતઃકાળે પ્રધાન કુટુંબને પ્રયાણ કરવાનું હતું. તેથી આજે સરલા સરોજકુમારને મળવા આવી હતી. અને પછી બન્ને જણા ઉપવનમાં ફરવા ગયાં હતા.

આ વારતાનો અધુરો ભાગ દગાબાજ દુશ્મનમાં વાંચી લેવા કૃપા કરવી.

# મોક્ષ માર્ગ.

બ્રહ્મસુખ–મોક્ષમાર્ગ સંપાદન કરવા માટે સર્વ સાધનોમાં ભકિતજ શ્રેષ્ઠ છે, વળી અપેક્ષાનુભુતિમાં કહ્યું છે કે–પોતાના વર્ણાશ્રમના ધર્મ વડે ને પ્રભુની ભકતી વડે પુરૂષને વૈરાગ્યાદિ સાધનો પ્રાપ્ત થાય છે, પછી તે મોક્ષનો અધિકારી થઈને મોક્ષ પામે છે. તાત્પર્ય એ છે કે મોક્ષનું સુખ મેળવવા માટે "સ્વધર્મનું" પાલન, સતસંગ અને ઇશ્વર ભજન એજ મુખ્ય સાધનો છે સર્વને વાંચીને સમજવુ સુગમ થઈ પડે તેને માટે દાખલા દ્રષ્ટાંતો આપીને સરળ કરવા તરફ વધુ લક્ષ અપાયું છે. એ પુસ્તકના પ્રથમ ભાગમાં મહા સતી સાવિત્રનું ચરીત્ર છે અને બીજા ભાગમાં ભકતી તથા ઉપદેશના તેમજ પ્રાર્થનાના પદભજનો છે આ બંને ભાગ ભેગા હોવા છતાં કીંમત રૂ. ૨) પોસ્ટેજ માફ.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ—અમદાવાદ.

ઘેર બેઠાં વગર માસ્તરે અને થોડી મહેનતે
ઈંગ્રેજી શીખવું હોય તો

# એ ગાઇડ ટુ ઇંગ્લિશ ટીચર

ભાગ ૧-૨ જરૂર ખરીદો

હાલમાં વધતી જતી મોંઘવારીને લીધે ઘણા માણસોને ઈંગ્રેજી ભણવાની મરજી હોય છે, છતાં ભણી શકતા નથી, તેના મધ્યમ સ્થિતીના માણસો સારૂ ઘણી મહેનતે એ ગાઇડ ટુ ઇંગ્લિશ ટીચર તૈયાર કરાવેલ છે. આ ચોપડીની મદદથી ઘણા લોકો પોતાની નવરાશના વખતે ઘર આગળ પોતાની મેળે ઇંગ્રેજી શિખી શકે છે. આ ચોપડીથી મદદથી તાર, કાગળ, અરજીઓ વગેરે લખતાં વાંચતાં ઘણી સહેલાઇથી આવડી શકે છે. બીજાઓની માફક જુદા જુદા ભાગો ન કરતાં એકજ પુસ્તકમાં બે ભાગો ભેગા સમાવેલા છે. છતાં કીં. રૂ. ૧ાા પોસ્ટેજ માફ.

મળવાનું ઠેકાણું—

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ

ઠે. રીચીરોડ—અમદાવાદ.